# ગાંધી કાવ્ય સંગ્રહ

## (સ્મરણાંજલિ)

સંપાદક :—

શ્રી. વિનોદ. મો. ગાંધી.



મુલ્ય
આવૃત્તિ ૧લી. રૂા ૩-૦-૦ પ્રત. ૨૦૦૦

સંવત. ૨૦૦૫ ઈ. સ. ૧૯૪૯





પ્રકાશક :—

શ્રી. રમણલાલ પી. સોની
શરદ કાર્યાલય
મોડાસા ( અમદાવાદ થઈને )

મુદ્રક :—

શ્રી પ્રભુદાસ ખુ પટેલ.
નવગુજરાત પ્રેસ લી
રાવપુરા, વડોદરા.

# અર્પણ.

જેણે, સેંકડો વર્ષોની ગુલામીમાંથી હિંદને
સ્વતંત્ર બનાવવામાં મહત્વનું કાર્ય કર્યું,
અને પોતાની અજબ નીતિથી
હિંદના નાનાં રાજ્યોને એકત્ર
બનાવ્યાં. એવાં આપણા
લાડીલા નેતા અને
હિંદના સરદાર

**શ્રી. વલ્લભભાઇ પટેલને**

ચરણે આ પુસ્તક ધરી
ધન્ય થાઉં છું.

—શ્રી. વિનોદ ગાંધી.

# પ્રસ્તાવના

ગાંધીજીની હયાતીમાં તેમજ તેમના સ્વર્ગવાસ પછી ગુજરાતી ભાષામાં લખાયેલાં અનેક કાવ્યોનો સંગ્રહ આ પુસ્તકમાં, તે તે કાવ્યોના લેખકોની પરવાનગી મેળવીને, રજૂ કરવામાં આવ્યો છે, એટલું તો એના નામ પરથી જ સૂચિત થાય છે. જે કાવ્યો વરસોના ઘણા લાંબા ગાળા દરમ્યાન લખાઈને પ્રસિદ્ધ થયેલાં છૂટાંછવાયાં અનેક સામયિકોમાં વિખરાયેલાં પડ્યાં હતાં તેને એકઠાં કરવા પાછળ આ યુવાન કવિ-સંપાદકે જે પ્રેમ, ખંત અને ઉત્સાહથી કામ કર્યું છે તેને માટે ગુજરાતનો કાવ્યપ્રેમી વાચક-વર્ગ તેમનો આભાર માન્યા વિના નહીં રહે. જે કવિઓએ પોતાનાં કાવ્યો આ સંગ્રહમાં પ્રસિદ્ધ થવા દીધાં છે તેમનો પણ આભાર માનવો ઘટે છે.

આજથી નવેક વરસ પર મેં અંગ્રેજ લેખક સ્વ. એડવર્ડ ટોમસનનું એક પુસ્તક વાંચેલું, તેનું નામ હતું : 'યુ હેવ લિવ્ડ થ્રુ ઑલ ધિસ'. તેમાં લેખકે અર્વાચીન અંગ્રેજી કવિતાની સમીક્ષા કરતાં લખેલું કે કવિતાનો જમાનો વીતી ગયો છે, અને આજની અંગ્રેજી કવિતા અગાઉની ત્રણેક સદીઓની કવિતાની તોલે આવી શકે એવી નથી. આપણા વિદ્વાન કવિ-વિવેચક શ્રી. ઉમાશંકરે પણ દોઢ વરસ પર 'છેલ્લા દસકામાં આપણી સર્જકશક્તિએ અનુભવેલી ઓટ'નો નિર્દેશ કરી કહેલું કે 'એમાંથી સૌ સર્જકોએ ચેતવણી લેવા જેવી છે.' ('સંસ્કૃતિ', જાન્યુઆરી ૧૯૪૮, પૃ. ૩૬.) આ કથનોની પરીક્ષા તો ગુન વિવેચકો જ કરી શકે ; ને, તે જો સાચાં હોય તો, તેનાં કારણો પણ તેઓ જ આપી શકે. સંભવ છે આ યુગની સાહિત્ય પરત્વેની દૃષ્ટિમાં જ કંઈક ફરક પડ્યો હોય. અંગ્રેજ વિવેચક ફ્રિયર-કુચે પદ્ય અને ગદ્ય વચ્ચેનો ભેદ બતાવતાં કહ્યું છે કે 'અનિયમ પ્રબળ અને વિવશ કરી મૂકનારી લાગણી (એ હાઇ કમ્પેલિંગ ઇમોશન) એ પદ્યનો ગુણ છે ; અને કથનમાં શું કે દલીલમાં શું, ચમત્કાર એ ગદ્યનો પ્રથમ ગુણ છે.' ('ધી ઑક્સફર્ડ બૂક ઑફ ઇંગ્લીશ પ્રોઝ'ની

પ્રસ્તાવના, પૃ. ૮ ) આજના યુગમાં આવી 'સમજાવટ' ઘણી વધારે જરૂરી બની લાગે છે; અને તેથી પદ્ય કરતાં ગદ્યના વિકાસને કદાચ આજનું વાતાવરણ વધારે અનુકૂળ હોય એ બનવાજોગ છે. પદ્ય—કવિતાને સારુ જરૂરી એવી લાગણી અનુભવવા માટે સૌથી પ્રથમ જે સ્વસ્થતા ( રિપોઝ ) જોઇએ તે આજના, દોડધામવાળા ને અનેક ચિન્તાઓથી ઘેરાયેલા, યુગ પાસે રહી નથી એ તો દેખીતું છે જ. સાહિત્યમાં આજનો યુગ કવિઓનો છે તેના કરતાં વધારે નવલિકા ને નવલકથાના લેખકો, નિબન્ધકારો, વિવેચકો ને પત્રકારોનો છે એમ જો કહેવાય, તો એમાં કવિઓ પોતાનું અપમાન નહીં જ માને.

સાહિત્યનો શ્રેષ્ઠ સમીક્ષક તો કાળ (સમય) જ છે એમ જે કહેવાય છે તે સાચું છે. જે કૃતિઓ કાળના લાંબા ઘસારા સહન કરીને પણ ચિરંજીવી બની છે, અને જેમાંથી સેંકડો વરસ પછી પણ 'નવા નવા ઉન્મેષ' પ્રગટ થયાં જ કરે છે, તે કૃતિઓ તો ગુણની દૃષ્ટિએ સર્વોત્તમ છે જ એવી કૃતિઓના રચનારા 'સુકૃતિનો રસસિદ્ધા કવીશ્વરા' ને વિષે ગૌરવપૂર્વક કહેવાયું છે કે 'તેમના કીર્તિદેહને જરા કે મરણનો ભય નથી જ નથી' ( નાસ્તિ યેષાં યશઃકાયે જરામરણજં ભયમ્ . ) એવી કાવ્યકૃતિઓ પોતે જ કવિતાને માપવાના ગજ ( માનદંડ ) જેવી બની જાય છે

પણ કવિને પોતાને આ વાતની ઝાઝી પરવા હોતી નથી સાચો કવિ તો કદી વિવેચકની ટીકાથી ક્ષુબ્ધ કે બેચેન થાય જ નહીં તે કોઈ માણસના કહેવાથી કે તેને રીઝવવા કાવ્ય થોડો જ રચે છે? તે તો વાગ્દેવી ( મ્યુઝ ) ની પ્રેરણાથી વિવશ બનીને જ કાવ્યનો પ્રસવ કરે છે બીજી રીતે જોઇએ તો, કાવ્યરચનામાં કવિનો હેતુ મુખ્યત્વે તો નિજાનંદનો જ હોય છે. બીજાઓ તે વાંચે યા ન વાંચે, તેની કદર કરે યા ન કરે, તેની 'નિજાનંદે મસ્તીમાં મગ્ન રહેનાર'ને દરકાર નથી હોતી સુન્દર સુવાસિત પુષ્પ જેમ

પોતાના જીવનધર્મને અનુસરીને જ ખીલે છે ને પોતાની સુગંધ હવામાં ફેલાવે છે, તેવું કવિનું પણ છે એ પુષ્પને કોઈ જુએ નહી ને તેની મધુરી સુવાસ રણની હવામાં એળે જાય, તેની એને પોતાને જરાય ચિન્તા કે પરવા હોતી નથી.

Full many a flower is born to blush unseen,
And waste its sweetness on the desert air.

એટલે કવિની કદર થતી દેખાતી નથી ત્યારે પણ તે મોજમાં આવીને, ભવભૂતિની પેઠે, ગાય છે કે 'મારા જેવા હૃદયવાળો કોક માણસ કોઇ દહાડો તો પેદા થશે જ. કાળને કંઇ અન્ત નથી, ને પૃથ્વી તો ઘણી વિશાળ પડેલી છે!'

उत्पत्स्यतेऽस्ति मम कोऽपि समानधर्मा
कालो ह्ययं निरवधिर्विपुला च पृथ्वी ।

આ સંગ્રહમાંનાં કાવ્યોનો જે વિષય છે તે વિરાટરૂપધારી છે. ગાંધીજીના નિધન પછી આચાર્ય કૃપાલાનીએ ખરું કહેલું કે 'એમના આત્માનાં ઊંચાણ અને ઊંડાણ માપવાનો ગજ આપણી પાસે નથી.' એવા મહાપુરુષને માટે વાલ્મીકિએ શબ્દ વાપર્યો છે ' અમેયાત્મા '. એની સ્તુતિ કયા શબ્દોમાં યથાર્થ રીતે થઇ શકે? જેમણે એ વિરાટ નરને એમના જીવનકાળમાં જોયા ને નિહાળ્યા તે તો કોઇ પણ સ્તુતિને વિષે ' નેતિ નેતિ ' કહીને જ માથું હલાવશે. 'આટલો એનો મહિમા છે; એ પુરુષ પોતે તો એના કરતાં ઘણો મોટો છે,' ( એતાવાનસ્ય મહિમા, અતો જ્યાયાંશ્ચ પૂરુષઃ ) એમ ઋગ્વેદે કહ્યું, તેનો જ અનુવાદ ગાંધીજીને વિષે રવીન્દ્રનાથે કર્યો છે, પણ એ વસ્તુને વર્ણવવા શબ્દમાત્ર અધૂરા છે એમ કહેવામાં આ સંગ્રહમાંનાં કાવ્યો ઉપર ટીકા માનવાનું કારણ નથી. એ વિરાટને પોતાનાં નાનકડાં નયન વડે જોવા ને એ અલ્પ દર્શન વર્ણવવા ઉપરાંત આપણું ગજું પણ શું છે?

કવિતામાં પણ આજનો યુગ મહાકાવ્યોનો નહીં પણ ખંડકાવ્યોનો છે. રામાયણ, મહાભારત ને ભાગવત જેવાં વિશાળ, અને 'અમૃતરસથી ભરપૂર' (અમૃતદ્રવસંયુતમ્) કથાકાવ્યો આજે લખાતાં નથી પણ જેમને વિષેનાં કાવ્યો આ સંગ્રહમાં ભેગાં કર્યાં છે તેમની જીવનકથા એવા અમર મહાકાવ્યમાં ગ્રથિત કરનાર કોઈ મહાકવિ પણ આ ભૂમિમાં ક્યારેક જાગશે જ. એમનું જીવન, મહાભારતના શબ્દ વાપરીને કહીએ તો, 'કવિઓનો પરમ આધાર' (પરં કવીનામાધારમ્) છે. એવા મહાપુરુષોનો યશ જમાનાઓ પછી આજે પણ ગવાય જ છે ને! (ગાય ત્યદ્યાપિ કવયો યલ્લોકશમલાપહમ્—ભાગવત ૧૦; ૮; ૪૭.)

આ સંગ્રહમાંનાં કાવ્યોનાં વિવેચન અને મૂલ્યાંકન કરવાનો મારો અધિકાર નથી; મારું ગજું તો નથી જ. ગુજરાતમાં કાકાસાહેબ, રામનારાયણભાઈ ને રમણલાલભાઈ જેવા સમર્થ વિવેચકો, તેમજ પ્રસ્તાવનાના 'જથાબંધ વેપારીઓ' આપણે સદ્ભાગ્યે મોજૂદ છે. તેમની પાસે જવાને બદલે આ સંગ્રાહકે, તેમના કોઈ કાચા મિત્રોની સૂચનાથી, મારા જેવા અનધિકારીને શોધી કાઢ્યો. વગરપૂછ્યે ને વગરસંમતિએ મારા પર પુસ્તકના છાપેલા ફરમા મોકલી આપ્યા; અને હવે મને એ છોડતા નથી એથી ઊપજતી અકળામણ ટાળવાને જ મેં ઉપર થોડીક વાતો લખી કાઢી છે. એથી સંપાદક તથા તેમના વાચકોને જે અસંતોષ રહે તેનો દોષ સંપાદકે પોતે જ લેવાનો રહેશે.

વડોદરા,
૧-૭-૪૯

**ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ**



# સંપાદકીય નિવેદન.



**ગાંધી** યુગના સર્વે જાણીતા લેખકોની કલમથી લખાયેલા ગાંધીજી વિષેનાજ કાવ્યોથી ભરપુર એવો આ 'ગાંધી કાવ્ય સંગ્રહ' (સ્મરણાંજલિ) મારા સંપાદન કાર્યથી પ્રગટ થતુ પ્રથમ પુસ્તક જનતા સમક્ષ રજુ કરતાં શોક સાથે આનંદ થાય છે.

હજુ એક વર્ષ થયું ના થયું અને બાપુજીની યાદ ભૂલાવા લાગી છે એમ જણાય છે. તો તેમના જીવનની યાદ કાળ જતા સદાને માટે સ્થિર રહી શકે એ ઉદેશથી આ કાવ્ય સંગ્રહ પ્રગટ કર્યો છે.

અત્યારે તો કોઈને ખબર નહિ પડે કે ગાંધીજી કોણ હતા, શા માટે અવતર્યા હતા અને શું કરી ચાલ્યા ગયા હાલમાં તો માત્ર તેમના કાર્યો જ જોવા કે જાણવા મલ્યા છે, પણ હજારો વર્ષ પછીની પ્રજા યાદ કરશે કે ગાંધીજી કોણ હતા, શા માટે અવતર્યા હતા અને શું કરી ચાલ્યા ગયા. તે વખતે જરૂર દરેકે દરેક માણસ સમજશે કે ગાંધીજી એક અવતારી પુરૂષ હતા.

દુનિયામાં શાન્તીનો સંદેશો પહોંચાડનાર, સત્ય અને અહિંસાના મંત્રને વળગી રહેનાર, ઉચ્ચ, નીચ બન્નેનો ભેદ ભૂલાવનાર, હરિજનોનો ઉદ્ધાર કરનાર, જેણે વર્ષોની ગુલામીમાંથી અહિંસાના અમોઘ હથિયારથી હિંદને સ્વતંત્ર બનાવ્યું અને જેણે આપણા નૂતન રાષ્ટ્રના ઘડતરમાં પ્રાણ

સહી પોતાનો દેહ કુરબાન કર્યો, એવા આપણા રાષ્ટ્રપિતા પૂજ્ય મહાત્મા ગાંધીજી આપણી આગળથી તા. ૩૦ મી જાન્યુઆરી ૧૯૪૮ ને શુક્રવારના રોજ સંધ્યા સમયે સંધ્યાના તેજ સાથે વિદાય થયા. દેહના આ પિંજરાને છોડી એ પંખી ક્યાંય ઉડી ગયું

જે વખતે સૂરજ પશ્ચિમ દિશામાં આથમવાની તૈયારીમાં હતો, તેજ વખતે આપણા આ યુગનો સૂરજ પર્વમાંથી આચુચિતજો આથમી ગયો.

આ કાવ્ય સંગ્રહમાં એકજ વિષય પર જુદા જુદા કવિઓએ જુદી જુદી રીતે પોતાની કલમ ઉપાડી છે. દરેકે ગાંધીજીને પોતાની કલમમાં વણી લીધા છે, તેથી કાવ્ય સંગ્રહ ગાંધી યુગનો પ્રતિનિધિ સંગ્રહ બને તો તેમાં નવાઈ નથી, એ તો વાંચકો વાંચ્યા પછી પોતે જ કહી શકશે.

આ કાવ્ય સંગ્રહમાં જાણીતા કવિઓના સાહિત્ય સર્જનો ખાસ પસંદ કરવામાં આવ્યા છે. લેખકોનું પ્રતિનિધિત્વ જાળવવા તરફ ધ્યાન રાખ્યું છે.

આ કાવ્ય સંગ્રહમાં ગુજરાત, કચ્છભુજ, કાઠીયાવાડ, મુંબઈ ઇલાકો દિલ્હી, પોંડીચેરી વગેરેના પ્રથમ પંક્તિના કેટલાક કવિઓએ પોતાના ગાંધીજી વિષેના કાવ્યો છટાદાર બાનીમાં વ્યક્ત કર્યાં છે. કોઈ લોકગીતોના ગાયકના બુલંદ કંઠથી આ કાવ્યો સાંભળીએ તો કાવ્યનો આત્મા સારી રીતે પિછાની શકાય. (ખરી મીઠાશ તો એના શ્રવણથીજ અનુભવાશે.)

કાવ્યોની પસંદગીમાં વૈવિધ્ય જાળવવા બનતો પ્રયત્ન કર્યો છે. એકજ વિષય હોવાથી જુદા જુદા પ્રકારોના કાવ્યોનેજ સ્થાન આપ્યું છે, છતાં લેખક વર્ગને તથા વાચક વર્ગને ક્ષતિઓ જણાય તો ક્ષતિઓની ક્ષમા કરશે, એવી આશા છે.

આ કાવ્ય સંગ્રહ અનિવાર્ય સંજોગોને લીધે ધાર્યાં કરતાં ઘણોજ મોડો પ્રગટ કરી શક્યા છીએ. અને જેમના કાવ્યો અમે લઈ શક્યા નથી તે બદલ લેખક મહાશયો દર ગુજર કરશે!

# અભિપ્રાય.

રમણલાલ વસંતલાલ દેસાઈ.

'કૈલાસ',
મદનઝાંપા રોડ,
વડોદરા. તા. ૫ જૂન ૧૯૪૯

ભાઈ વિનોદ ગાંધી તરફથી થતો આ સુંદર પ્રયાસ મને બહુ ગમ્યો.

મહાત્મા ગાંધી સરખા વિશ્વવંદ્ય પુરુષે પ્રેરેલી આખી સંસ્કૃતિ જ અનોખી છે. એમના વ્યક્તિત્વે ઉછરતાં અને મૃત્યુને ભેટતાં જન્માવેલી ઊર્મિઓ અનેક કવિતાઓ પ્રેરે એ સ્વાભાવિક છે, એ કવિતાઓ એક જ સ્થળે સંગ્રહાય એ ખરેખર ઈષ્ટ છે. એ સંગ્રહ એક મહાત્મા પ્રત્યેના આપણા–આખી પ્રજાના ભાવનું પ્રતિબિંબ બની રહે એમ છે; એટલું જ નહીં; ગાંધી પ્રેરી આખી રાજકીય પ્રવૃત્તિ અને પ્રગતિનું પણ કાવ્યમય પ્રતિબિંબ બની રહે એમ છે.

ભાઈ વિનોદ ગાંધીના સરસ પ્રયત્ન માટે હું તેમને બહુ ધન્યવાદ આપું છું. તેમણે આ સંગ્રહ દ્વારા બહુ જરૂરી કામ કરી ભારે ખોટ પૂરી પાડી છે.

રમણલાલ વ. દેસાઈ.



કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા.

તંત્રીઃ-હરિજનબંધુ
બજાજવાડી,
વર્ધા તા. ૨૨-૫-૧૯૪૯

કેટલાંક કાવ્યો પર નજર નાંખી. સારાં લાગ્યાં.

કવિઓએ પોતાની ભાવનાઓ અને લોકોની ભાવનાઓ પણ વ્યક્ત કરવાને સારો પ્રયત્ન કર્યો છે. હૃદય હાલી ઊઠીને કલ્પનાશીલ પ્રવૃત્તિમાંથી

કાવ્યો લખાયાં છે. એનું કેટલાંક કાવ્યો પરથી અહીંયે દેખાઈ આવે છે પ્રધાન સૂર છે.

આ કાર્ય માટે ભાઈ શ્રી વિનોદ ગાંધીને અભિનંદન

કિશોરલાલ ઘ. મશરૂવાળા



**ભાનુશંકર વ્યાસ** (બાદરાયણ)

મધુ ભુવન,
મા. પી. રોડ,
મુંબઈ, ૪.
પેટલાદ, તા. ૧૭-૪-૧૯૪૯

ગાંધીજીએ આપણે માટે એટલું બધું કર્યું છે કે એમનું સ્મરણ નિરંતર ચિરંજીવ રાખવા આપણે જે કરીએ તે ઓછું. આ કાવ્ય સંગ્રહમાં પણ ન પાદે ગાંધીજી વિષેની અનેક ઉક્તિઓ એકત્ર કરીને જાળવી છે

આ કાર્ય માટે ભાઈ શ્રી વિનોદ ગાંધીને અભિનંદન

'બાદરાયણ'



**નરેન્દ્રસિંહ મહીડા,**

નવાપા–બાદોદ
વડોદરા દ-ને
પેટલાદ તા ૧૭ ૪-૧૯૪૯

મહાત્મા ગાંધીજી વિષે ગુજરાતમાં ઘણું લખાયું છે. તેમાંથી કેટલાંક કાવ્યોની પસંદગી કરીને ભાઈ શ્રી વિનોદ ગાંધીએ તે કાવ્યોને પુસ્તકાકારે પ્રગટ કર્યાં છે. ગાંધીજી વિષે તો યુગગાન સૈકાઓ સુધી ગવાશે, વિચારે

અને સમજે એ જરૂરનુ છે. પ્રયત્ન સારો છે.

ભાઇ શ્રી. વિનોદ ગાંધીને અભિનંદન.

**નરેન્દ્રસિંહ મહીડા.**



**યોગીન્દ્ર જ. ત્રિપાઠી** — મામાની પોળ, રાવપુરા.
( એમ. એ. બીટી. ) — **વડોદરા.** તા ૪-૫-૧૯૪૯.

શ્રી. ઉમાશંકર જોષી, સુંદરમ્, સ્વ. મેઘાણી મનસુખલાલ ઝવેરી, સ્નેહરશ્મિ, અને બીજા અનેક જાણીતા કવિઓના પુજય ગાંધીજીના જીવનના વિવિધ પ્રસંગોએ રચાયેલાં, તેમજ તેમને અંજલિ અર્પનારાં કાવ્યો આ ' ગાંધી કાવ્ય સંગ્રહ ' માં પ્રકાશિત કરીને પુજય ગાંધીજી ઉપરનાં ઉત્તમ કાવ્યો એકજ ગ્રંથમાંથી આપણને મળી શકે એ પ્રકારની આ યોજના આવકારને પાત્ર હોઇ એના સંપાદક શ્રી વિનોદ ગાંધીને એ માટે ધન્યવાદ ઘટે છે.

**યોગીન્દ્ર જ. ત્રીપાઠી.**
ભાષાંતર મદદનીશ.
પ્રાચ્ય વિદ્યામંદિર, વડોદરા.





# અનુક્રમણિકા.

| સંખ્યા | કાવ્ય | લેખક | પૃષ્ઠ |
|---|---|---|---|
| ૫૧ | અમર શહાદત ... | . અમીન આઝાદ | ૯૨ |
| ૫૨ | બેતાજ બાદશાહ ને | ... ' રમત યાદવ ' | ૯૩ |
| ૫૩ | જો ગાંધીજી જન્મ્યા ન હોત! | . દેવકૃષ્ણ પીતામ્બર જોષી | ૯૪ |
| ૫૪ | ગાંધી મહાત્મ્ય | .. શ્રી પુરુષોત્તમ શાહ | ૯૫ |
| ૫૫ | સંસ્કૃતિ સત્વ ગાંધી | .. સનાતન | ૯૭ |
| ૫૬ | અર્પણ ... | .. ' ગોવર ' | ૯૮ |
| ૫૭ | યુગ પુરુષના અસ્થિ | . રતિલાલ જી શાહ | ૯૯ |
| ૫૮ | ઓ યુગના અવતારી | . ' જની ' દહીંવાલા | ૧૦૦ |
| ૫૯ | મંગલમૂર્તિ ... | ... સુન્દરજી ગો. બેટાઈ | ૧૦૧ |
| ૬૦ | અંતિમ નિવેદન .. | .. ' ઘનસુ ' | ૧૦૨ |
| ૬૧ | અવતરશો ? ... | ... રતિલાલ ' અનિલ ' | ૧૦૪ |
| ૬૨ | એક રત્ન વસુધરા | .. મનસુખલાલ ઝવેરી | ૧૦૫ |
| ૬૩ | પ્રતિજ્ઞા ... | ... ' લલ્ય ' | ૧૦૬ |
| ૬૪ | તમાચો ... | . બળદેવ મોઢીઆ | ૧૦૭ |
| ૬૫ | જીવે ગાંધી આજ અહીં | .. ચુનીલાલ રામચન્દ્ર શેલત | ૧૦૮ |
| ૬૬ | નરદેવ: | . પ્રકાશમ્ | ૧૧૧ |
| ૬૭ | છેલ્લું સ્વપ્ન | . મહેન્દ્ર વ્યાસ | ૧૧૨ |
| ૬૮ | આશા | કરસનદાસ માણેક | ૧૧૩ |
| ૬૯ | અહિંસાની ટેકી .. | શ્રી સુરેન્દ્ર કા. વકીલ | ૧૧૬ |
| ૭૦ | રોયા રહો ... | શ્રી વિનોદ ગાંધી | ૧૧૭ |
| ૭૧ | ગાંધીની હાટડી | .. દુલેરાય કારાણી | ૧૧૮ |
| ૭૨ | ફરો પાછા ... | . શ્રી કૃષ્ણલાલ શ્રીધરાણી | ૧૧૯ |
| ૭૩ | ભૂલવા ખાતર .. | . રમણિકલાલ દલાલ | ૧૨૩ |
| ૭૪ | તપોતેજ .. | ... આ. રતુભાઈ દેસાઈ | ૧૨૪ |
| ૭૫ | જીવનનો કલાધર | . ઉમાશંકર જોષી | ૧૨૫ |
| ૭૬ | મૃત્યુંજય મહાવીર | . મહેન્દ્રકુમાર મોતીલાલ દેસાઈ (કુમાર) | ૧૨૮ |



'ના, ના મને અશ્રુની સસ્તી અંજલિ
આપી રખે છેતરતો તું આત્મને !
હું તો ચહું જીવન-વીર એવો
લાખો, કરોડો લૂછી અશ્રુને જે
હૈયે ધરી ધૈર્ય ધરિત્રી કેરૂં"
ને શેષ કેરી સજીને સહિષ્ણુતા
સિંચી સિંચી શોણિત શુદ્ધ ઉરનાં
મેં આદરેલા રણયશ કેરી
પૂર્ણાહુતિ જીવનસાટ સાધે.'

—કરસનદાસ માણેક.

( કવિએ બાપુના જીવનનું કીર્તન કર્યું છે. આપણી પ્રાચીન પ્રણાલી અનુસાર મહા–આત્માને; પરમ–આત્માને પ્રણામ કર્યા છે )

[૧]

## વંદના

## वन्दना

सेवा येन कृता पितुः श्रवणवद् बाल्ये स्वकीये मुदा
हिन्दूनां कृत आफ्रिकानिवसतां नीतं स्वमध्यं वयः।
वार्धक्यं च तथैव सर्वजनताशुश्रूषणायार्पितं
तं वन्दे मनुदेहधारिणमहं गान्ध्याख्यदेवं परम् ॥ १ ॥

ભાવાર્થ :— જેમને બાલ્યાવસ્થામાં શ્રવણની માફક પોતાના પીતાશ્રીની સેવા કરી, જેમણે પોતાની યુવાવસ્થા દક્ષીણ આફ્રિકામાં રહેનારા હિંદીઓ માટે ખર્ચી, અને જેમણે પોતાની વૃદ્ધાવસ્થા મનુષ્યમાત્રની સેવા અર્થે અર્પી એવા મનુષ્યદેહધારી ગાંધી નામના પરમાત્માને હું પ્રણામ કરું છું. (૧)

हिंसायाः प्रतिमुच्य मार्गमशुभं मार्गो ह्यहिंसात्मको
दिव्यं चासहकाररूपमतुलं शस्त्रं शिवं दर्शितम्।
सत्याख्यस्य विमोर्य आयुरखिलं ह्याराधनायार्पितम्
तं वन्दे मनुदेहधारिणमहं गान्ध्याख्यदेवं परम् ॥ २ ॥

ભાવાર્થ :—જેમણે હિંસાના અશુભ માર્ગનો ત્યાગ કરી જગતને અહિંસાત્મક માર્ગનું દર્શન કરાવ્યું, જેમણે માનવજાતને અસહકાર નામનું કલ્યાણકારી અનુપમ શસ્ત્ર દર્શાવ્યું અને જેમણે પોતાનું સમગ્ર જીવન 'સત્ય' ની આરાધના અર્થે જ પીનાવ્યું એવા મનુષ્ય દેહધારી ગાંધી નામના પરમાત્માને હું પ્રણામ કરું છું. (૨)

त्यक्तं येन गृहं स्वबान्धवगणः स्निग्धं कुटुम्बं स्वकं
नो दृष्टा स्वदेहसुखादिरथवा स्वार्थोऽपि नो चिन्तितः।

इत्थं येन परार्थमर्पितमभूत स्वस्याखिलं जीवितं
तं वन्दे मनुदेहधारिणमहं गान्ध्याख्यदेवं परम् ॥ ३ ॥

**ભાવાર્થ** :—જેમણે (દેશોદ્ધાર માટે) ઘર છોડયું, સગાંવહાલાં છોડયાં, સ્નેહાળ કુટુંબનો ત્યાગ કર્યો પોતાની સુકલકડી કાયાની પણ દરકાર ન કરી, કે પોતાના સ્વાર્થનો ઠલપી વિચાર સરખો પણ ન કર્યો અને જેમણે આ પ્રમાણે પોતાનું આખું જીવન પરાર્થે અર્પણ કર્યું એવા મનુષ્યદેહધારી ગાંધી નામના પરમાત્માને હું પ્રણામ કરું છું. (૩)

दृष्ट्वा जन्मभुवं निजां निगडितां वैदेशिकैर्बन्धनै-
र्घ्रातोऽभूयत यस्य रात्रिदिवसं निद्रां न यः प्राप्तवान।
मुक्तां तामकरोद य एव सुसुतश्चित्रं विना विग्रहं
तं वन्दे मनुदेहधारिणमहं गान्ध्याख्यदेवं परम् ॥ ४ ॥

**ભાવાર્થ** :—પોતાની માતૃભૂમીને પરદેશીઓની ગુલામી બંધનોથી જકડાએલી જોઇને જેમનું ચિત્ત રાતદિવસ અસ્વસ્થ રહેતું અને તેથી જે સુખે નિદ્રા પણ લઇ શકતા નહોતા એવા જે (હિંદ માતાના) સુપુત્રે તેને આશ્ચર્ય પૂર્વક યુદ્ધ કર્યા વીના કે લોહી રેડયા વિના મુક્ત કરી એવા મનુષ્યદેહધારી ગાંધી નામના પરમાત્માને હું પ્રણામ કરું છું. (૪)

ऐक्यं मुस्लिमहिंदुजातिजनुषां नृणां कलिं कुर्वता-
मासीत्साधयितुं सदा प्रयतनं प्राणार्पणेनाप्यहो।
नीचोच्चाभिधकल्पनाऽपि हृदये नासीत्कदा वै
तं वन्दे मनुदेहधारिणमहं गान्ध्याख्यदेवं परम् ॥ ५ ॥

**ભાવાર્થ** :—પરસ્પર ઝઘડતી હિંદુ અને મુસ્લિમ જાતિમાં ઐક્ય સાધવા માટે હમેશા જેમના પ્રયાસો હતા, અને જેને માટે તેઓ પોતાનો પ્રાણ પણ આપવા તૈયાર હતા, તેમ જ જેમના હૃદયમાં આ નીચ (હરિજન) અને આ ઉચ્ચ (બ્રાહ્મણ) એ નામની કલ્પના પણ નહોતી એવા મનુષ્ય દેહધારી ગાંધી નામના પરમાત્માને હું પ્રણામ કરું છું. (૫)

—શ્રી. અરૂણોદય નટવરલાલ જાની.

(૨)

## અંજલિ

અરર ! હતભાગ્ય ભારતી !
વિલસંતી પ્રતિમૂર્તિ 'બાપુ' ની—
યુગગોચર સત્યતત્ત્વની —
થઇ રે ! લુપ્ત સ્વબંધુ હસ્તથી !
નવજીવન શિક્ષણે હતા —
ગુરુ એ તો જનતા સમગ્રના,
મતિ આસુરીને મિટાવવા—
તપચર્યે પુરુષાર્થ શા કર્યા !
ઉર માનવતા — વિશુદ્ધિ ને
મનવાણી કૃતિથી ઉપાસતા,
તજી હિંસક ભાવ અંતરે—
સહુમાં પ્રેમ અનસ્ત ધારતા.
વ્યવહાર વિદગ્ધ ચાતુરી,
મુખમુદ્રા વિહસંત માધુરી,
વિપદે કદિ ધૈર્યના તજ્યું,
બલિદાને મનુજ તત્ત્વને રચ્યું !
અભિજાત વિશીર્ણ સંસ્કૃતિ—
ફરી સ્થાપી અભયાનુ પ્રાણિતા,
ઘટમાં ફરી ફૂંકી ચેતના—
પ્રતિબદ્ધ કરી મુક્ત ભારતી?
હતત્રસ્ત નિરાશ્રિતો તણું—

સ્થિર વિશ્વસ્ત જ પ્રીતિભાજન,
ગરજુ દીન દયાળ ગાંધીજી—
શકવર્તી બળ હિંદનું ગયું!
પ્રિય રાષ્ટ્રપિતાની મૂર્તિ એ—
નવ આજે વિચરંત દ્રષ્ટિએ,
પરિતપ્ત સમસ્ત વિશ્વ છે;
પ્રતિભા દિવ્ય સરી ગઈ એ!
ઉખડો જડતાતણા પડો,
નબળાઈ સહુ નષ્ટ તો થજો.
પ્રતિભા પ્રકટી પ્રતિ સ્થળે
સ્વર 'સર્વોદય' શ્રેષ્ઠ ગુંજજો.

—ત્રિભુવન વ્યાસ.

(૩)

# ત્રિમુર્તિ

—શિખારણી—

બુદ્ધ

મરી આ જન્મેથી પ્રણયરસદીક્ષા તડફતુ
હતું જે સંતાપે જગત દુઃખિયું, ક્લિન્ન રડતું,
લઇ ગોદે ભર્યું હૃદયરૂની હુંફ માહીં ને
વધા "શાંતિ, વ્હાલ, રૂદન નહિ છુટી દુઃખતણી"
અને છુટી લેવા વન ઉપવનો ખુંદી વળિયા
તપશ્ચર્યા કીધી ગુરૂચરણ સેવ્યા, વ્યરથ સૌ

નિહાળી આત્મામાં કરુણ સહુ સંકેલી ઉતર્યો
મહા યુદ્ધ ભ્રતી વિષમ, લઈ છુટ્ટી નિકળિયા
પ્રબોધ્યા ધૈર્યે તે વિરલ સુપ્રસંગો, જગતને
નીવાર્યું હીંસાથી; કુટીલ વ્યવહાર સરળતા
ઉચ્ચારી, ઋષિના અઘઉહવિ ચૂસ્યા મુખથી
જગત આત્મૌપમ્યે સરતી વહતી ગંગા કરુણા
પ્રભો તારા અંગે પ્રગટ બનતાં જે યુગયુગે
અહીંસા કેરો આ પ્રથમ પ્રગટ્યો મંત્ર જગતે

ઈશુ

મહા રૌદ્ર સ્વાર્થે જગત ગરક્યું તું બલતણા
મદે ઘેલાં લોકો નિરબળ દરિદ્રો કચડતાં,
વિસારી હૈયાથી પ્રભુ, જગત સર્વસ્વ ગણતાં
પ્રતિ સ્થાને ભાસે નરક લીલા જ પ્રગટી;
અહિં, તેવે ટાણે વચન વહતોમાર્દવભર્યાં,
દુખેલાને દુઃખે સુખમિલન; દુઃખેજ કથતો,
દરિદ્રે ઉગાળી પ્રબળ વચને વૃક્ષ બળતાં
આગેકુચ લઈ જગ પટ ધામો બાળ પ્રભુનો
હર્યો જુલ્મી તખ્તો બળમદભર્યો તાજ ગરક્યા
નમેલો એ આત્મા પ્રબળ રિપુ દુર્ગમ બન્યો
બહુકોપે-ક્રોધાગ્નિ પ્રભુ વિમુખનો આગ ઝમકી
તહીં તે હોમાઈ જગત દુઃખનો હોમ કરિયો
મળી ત્યાં જે શાંતિ અમિત બલિદાને ઉભરતી
કૃપાસ્થાને એની જગત ધખતું શીતળ થયું,

## ગાંધી

પટે પૃથ્વી કેરે ઉદય યુગ પામ્યા બળતણા
ભર્યાં વિદ્યુત, બાપુ, સ્થળ જળ મહીમાં જગજને
શિકારે ખેલ્યા ત્યા મદભર જનો નિર્બળતણા
રમ્યાં ત્યાં ઉંચેટા જન રૂધિર રંગ્યા ભવન કૈં,
ધરા ત્રાસી છાઇ મલિન દુઃખછાયા જગપટે
બન્યાં ગાંધી જીગર ધરતીના રૂદન સૌ,
વહેતી એ ધારા ખડક રણના કાતીલ પર્થ
પ્રગલ્ભા અંતે થૈ મુદિત સરલા વાચ પ્રગટી
હણોના પાપીને દ્વિગુણ બનશે પાપ જગનાં,
લડો પાપો સામે અડગ દિલના શુભ બળથી
પ્રભુ સાક્ષી ધારી હૃદયભવને, શાંતી મનકે
પ્રતીદ્વેષીકેરૂ હીત ચડી લડો, પાપ મટશે,
તે પ્રભો ! બી વાવ્યાં જગપ્રણયનાં ભૂમી ઉદરે
ફળ્યાં આજે વૃક્ષો મરણપંથ શું પાપ મગતું !

સુંદરમ્—

(૪)

# રડો ન મુજ મૃત્યુને

"રડો ન મુજ મૃત્યુને ! હરખ માય આ છાતીમાં,
નરે ! — ક્યમ તમે ય તો હરખના ન હૈયા મહીં ?
વીંધાયું ઉર તેથી કેવળ શું રક્તધારા છૂટી'
અને નહિ શું પ્રેમધાર ઊછળી અરે કે રડો ?
હતું શું બલિદાન આ મુજ પવિત્ર પૂરું ન કે ?
અધૂરપ દીઠી શું કૈં મુજઅક્ષમ્ય તેથી રડો ?
તમે શું હરખાત જો ભય ધરી ભજી ભીરુતા,
અવાક અસહાય હું હૃદયમાં રૂંધી સત્યને
શ્વસ્યા કરત ભૂતલે ? મરણથી છૂટ્યો સત્યને
ગળે વિરમ જે હતો કંઈક કાળ ડૂમો ! થયું
સુણો પ્રગટ સત્ય : વૈર પ્રતિ પ્રેમ, પ્રેમ ને પ્રેમજ !
હસે ઇશુ ! હસે જુઓ સૉક્રેતુ, સૌમ્ય સંતો હસે."
"અમે ન રડિયે પિતા, મરણ આપનું પાવન
કલંકમય દૈન્યનું નિજ રડી રહ્યા જીવન."

—ઉમાશંકર જોષી

(૫)

# વિરાટની પૂર્ણ જ્યોતને.

તમે તપ ભરેલ હો! પુનિત ઓ નૃસિંહોત્તમ!
તમે તપ નિતારીને, નિતરતા રહયા ઉત્તમ!
તમે તપનતેજની, જ્વલંત જ્યોત રૂપે લઈ,
દિગંત સુરલોકમાં, અવનિ અર્થ કેડી રચી!
તમે શીતમયંક શા પ્રખર તેજ માંહી લસ્યા!
જાણે ભુવન ભર્ગમાં, ઝળહળાવીને ઉલ્લાસ્યા!
કહો ઝડપ આટલી કયમ કરી અને કયાં ગયા?
કહો જગતપાર, કે ગગનપાર પ્હોંચી ગયા?
રે રે, આ જગ વામણું, તમતણી આભા ન માપી શકે!
ઊંચે વ્યોમ મહી તમે વિચરતા, નીચે ધકેલાય એ!
ભાઇ ભાઇ પરે છરી ચલવતાં, લોહી ન વાણો ભરે!
આજ્ઞાને તમ લોપતાં મૂરખ એ, સંહાર ને નોતરે!
પોતાના અનુયાયીઓ તજી ગયા, ચાલ્યા તમે એકલ!
મૃષ્ટિના નિબિડાંધકાર મહી હો સોનારના દીપક!
એ દીવલી મધુરી શત શત દલથી, પાગરી પૂર્ણજ્યોત!
ગાંધી બાપુ! કર્યું ના તિમિર જડિત આ, ઊજળું પૃથ્વીપોત?
ઘેરાયાં ઘોર અભ્રો ત્રિભુવનિં નભપે, તે મહીં સૂર્યજ્યોત-
ગાંધી બાપુ! તમોમાં અમલ મનુજનું, પાંગર્યું ભવ્ય પોત
દૂરથી દૂરથી પ્રાણ! પૂર્ણ જ્યોત વિરાટના!
પ્રેરોને વિશ્વને એવું, કરે ન સ્વવિડંબના.

—મોહિનાચ

(૬)

# બાપુ તે બાપુ !

આજ મારે ગાવાં ગાંધીજીનાં ગીત !
હોજી મારે ગાવાં બાપુજીનાં ગીત !

કોન કહે બાપુ ચાલી ગયા એ વાત વદે વિપરીત !
જેણે જીવનના મંત્ર ભણાવ્યા તે, મરી શકે રે શી રીત ?
હાં રે એ મરી શકે રે શી રીત ?–આજ૦
જીવનના જીતનાર યોગી અનોખા, મૃત્યુના ભોગી અભીક ?
એવાને કાજ વહાલા મૃત્યુ મરંતુ, મૃત્યુના એ મહા મીત ?
હાં રે બન્યા મૃત્યુના એ મહા મીત–આજ૦
આંખોમાં બુદ્ધદેવ, હૃદયામાં રામજી, માનવતાનુ એ નવનીત,
શ્વાસ-પ્રાણ જેના સત્ય અહિંસા, જીવન હા વિશ્વસંગીત,
હાં રે ધન્ય જીવન હા વિશ્વસંગીત-આજ
બાપુ બન્યા એક સૃષ્ટિ નિશાળી, દૈવી તત્ત્વોએ અંકિત,
પ્રગટીતી સોળ સોળ પૂરી કળાઓ, હૈયે ભરી ભરી પ્રીત,
હાં રે રાગ હૈયે ભરી ભરી પ્રીત–આજ
મસ્તક મૂકીને હરિ મારગ ચાલ્યો ને, દુઃખિયાની વહાર કરી નીત,
માનવને પ્રેમપંથ ચીંધી ચીંધીને, ચેતાવ્યો આતમ દીપ,
હાં રે બાપુ ચેતાવ્યો આતમ દીપ-આજ
ઝંખ્યા એ રામરાજ્ય, ઝૂઝયા વિરાટ બની, ઝેરના ઘૂંટડા પીધ,
સો સો શરદનું આવરદા ઇચ્છયું, મુક્તિની મોહન-રીત,
હાં રે ભલી મુક્તિની મોહન-રીત–આજ૦

સત્ય અને પ્રેમની જ્યાં જ્યાં ઉપાસના, ત્યાં ત્યાં બાપુજી અહીંઠ,
તીર્થોના તીર્થરાજ બાપુને પામી, પૃથ્વી બની આ પવિત્ર,
હાં રે રામ પૃથ્વી બની આ પવિત્ર-આજ૦

જેણે આ વીરને જન્મ દીધો તે જનનીનું ધન્ય જીવિત,
એવો એ પુણ્યશ્લોક બાપુની ભસ્મ વહી, ગંગા જમના યે પુનિત,
હાં રે મૈયા ગંગા જમના યે પુનિત આજ૦

ગાંધી વિચાર ને ગાંધી આચાર એ, જીવનની મંગળ રીત,
'ત્યાગીને ભોગવે' તેને મળે એ, ગીતાનું મોહન-ગીત,
હાં રે ભલું ગીતાનુ મોહન-ગીત-આજ૦

ગાયા ગુણગાન તોય ઊણા અધૂરાં, ગાંધીજી કેરાં આ ગીત,
'બાપુ તે બાપુ; એવા ન દૂજા', સાચું એ એક જ ગીત
હાં રે એક સાચુ એ એક જ ગીત-આજ

—શીમનલાલ મોાજુ ભટ્ટ.

(૭)

# વિશ્વવંદ્ય વિભૂતિને વંદના

[ રૂપક ]

**અખબાર નવીસ :**

જગજ્જ્યોતિ શમ્યો આજે કાલના શાંત સિંધુમાં.

**કવિ :**

શોકજડ ઉર શું વદે ? છે શબ્દના
વ્યક્ત કરવા વસુધા કેરી વેદના.
પુણ્ય ગયાં પરવારી મારાં પુણ્ય ગયાં પરવારી.
સાગર રડતો, સરિતા રડતી
રડતી દુનિયા સારી;
નવલાખ તારા નભમાં રડતા,
સૂની આભ અટારી.
પુણ્ય ગયાં પરવારી મારાં પુણ્ય ગયાં પરવારી.

**માનવતા :**

દર્શાવતી પંથ ઘનાન્ધકારમાં
એ દિવ્ય શું દીપક જ્યોત આપની
સંસારના તાપ શમાવતી શું
સ્રોતસ્વિની કાલ સમુદ્ર માં શમી.
રે ! કોણ દુઃખાર્ત મનુષ્યનાં હવે
પ્રેમાર્દ્ર ચિત્તે દિલદર્દ પૂછશે.

અનાથ, દુઃખી, અસહાય, રોગીનાં
રે ! કોણ આંસુ અવિરામ લૂછશે.

કવિ :

નયન થકી તુજ નિર્મલ જ્યોત્સ્ના
નિશદિન અખંડ વહેતી
આર્ષ વાણી તુજ ઋષિ મુનિઓના
શુભ સંદેશા કહેતી.
વિશ્વપ્રેમની ઉર્મિ તારે
ઉર સાગર ઉછળતી ;
પુણ્ય પરાક્રમ તવ સંભારી આજ ચિરાતી છાતી

નેતા :

ઘુમરાતા વિષજવાલા જેવા
ઝંઝાવાતો જ્યારે
બુદ્ધિના દીવા બુઝાતા
લોક બધાના ત્યારે,
એક અવિચલ ધ્રુવ અમારો
અંતર દીવો તારો.

જ્ઞાની :

રાગદ્વેષાદિ જીત્યા તેં હોમ્યું જીવન યજ્ઞમાં
લક્ષણો સર્વ મેં દીઠા તારામાં સ્થિતપ્રજ્ઞના.

ઈતિહાસકાર :

થયા ઘણા વીર અને વિજેતા,
થયા ઘણા સાધુ, સુધારકો અહીં

તું તો મહાવીર મનોવિજેતા,
તારા સમી વિશ્વવિભૂતિ કો નહીં.
જીતી લીધું પ્રેમતણા પ્રભાવે
નિઃશસ્ત્ર હસ્તે જગ તેં સમસ્ત;
હે વિશ્વ સમ્રાટ ! કદી ન થાશે
એ ઉચ્ચ ને ઉજ્જવલ સ્થાન અસ્ત.

દેશબન્ધુઓ :

સુષુપ્ત પ્રાણે નવી શક્તિ પ્રેરી,
વીરત્વના શીખવી વીર ! મંત્ર,
ઉત્સાહ આશા ઉરમાં જગાડી,
કીધા મહાત્મા ! અમને સ્વતંત્ર.

ધર્મ :

સર્વ ધર્મો તણા સાર શી તારી જિંદગી હતી,
વિશ્વ ધર્મ ફરી સ્થાપી સાધી ત્યાં સમુન્નતિ,
દેહની આહુતિ દીધી હિંસાનો હોલવતાં દવ,
ધર્માત્મા ! કર્મયોગી તું ગણાશે દેવ માનવ.

અનુભવતી શીતળતા મીઠી
જનતા દવમાં જલતી
ક્ષિતિજ પરે કાલાતીત જો !
દ્રષ્ટિ તારી હે દ્રષ્ટા !
ત્યાગમૂર્તિ ! તપોધન ! યોગી !
ગાંધી ! તું યુગ સ્રષ્ટા !

બાળકો :
બાપુ તમે સરળ બાળક શા સ્વભાવે,
તરુણો :
ઉત્સાહમાં અડગ જોધ જુવાન જેવા
વૃદ્ધો :
વાર્ધક્યની વિમલ શાંતિ પ્રસન્નચિત્તે,
આયુષ્યની પ્રતિપળે કરી લોકસેવા.
સ્ત્રી :
અમારાં અશ્રુઓ લૂછી જગાડી નવચેતના,
સ્ત્રીશક્તિ બની એ તો પિતા, છે તવ પ્રેરણા.
હરિજનો :
તારણહાર અમારો રે ! તેં હડધૂતને ઉદ્ધાર્યાં,
ઉંચનીચના ભૂંડા ભેદો નાંખ્યા સર્વ ઉથાપી;
જુગજુગનાં બંધન સૌ કાપી જગમાં સમતા સ્થાપી.
અમને તે તો તાર્યા.
હરિજન મોટા ! તેં તો કીધી મેલ બધાની હોળી;
ધરમતણા લાંછન ધોવા તેં કાયા ત્રાજવડે તોળીઃ
દેવોના દ્વાર ઉઘાડયાં.
ભારત માતા :
પડી હતી પરતંત્ર દશામાં શતકોથી પિડાતી;
સર્વ ગુમાવી સંપદ મારી અંધારે અથડાતી,
તું આવ્યો વહારે દોડી,
દીધાં બંધન મારાં તોડી,

હતું કલ્પયું તેવું
ધરણી નિજ આ રૂપ ધરશે.
ધખેલી, સૂકી ને નીરખી ધરતી નિરસ બની,
અષાઢી આભેથી જલ વહી જતાં ને પલટતાં
પલાળી પૃથ્વીને; નયનજલમાં આપણુ હશે
અષાઢી શક્તિ એ નયનજલ તો વા જલ રહે.
બની જાયે સ્રષ્ટા
હમેશાં ઝંખી' તી
હમેશાં માગી' તી
રચી એવી પૃથ્વી
ચરણમહીં પિતાના ધરી હ્રદયે

—પ્રહ્લાદ પારેખ.

(૯)

## છેલ્લી સલામ

[ મહાત્મા ગાંધીજીના પહેલા અનશનવ્રતના ૨ સાદ વખતે ]

સો સો રે સલામુ માગ ભાંડુડાને કે'જેરે,
આખેરા જુહાર જગને દેજો હો જી!
મળાયું ન તેને સહુને માફામાફ કે'જો ને
રૂદિયામાં રાખી અમને રે'જો હો જી.
ટીપે ટીપે શોણિત મારા તોળી તોળી આપું તોયે,
પૂરાં જેના પ્રાછત કદિ યે જડશે ન જી,
એવા પાપદાવાનલમાં બલે છે જનેતા મારી,
દિલડાંના ડુંગર સળગયા-ઠરશે ન જી!
—સો સો રે સલામું૦

કીધાં ખાખ ખાંડવવનને પાંડુ તણા પુત્રે તે દિ'
નિરદોષી નાગાં લાખો ભુંજાણા મો જી,
આદુના નિવાસી એ તો આરે આર્ય ભોમ કેરા,
પૂર્વજ મારાને પાપે ઓરાણાં હો જી,
—સો સો રે સલામું૦
રઘુપતી રામ મારા રુદાનો વિસામો—એણે
ઋષિઓને વચને ખાધેલ ખોટયું હો જી,
પ્રભુનામ ભજતો એણે પારધી સંહારિયોરે,
એનું ઘોર પાતક આજે ઉમટયું હો જી!
—સો સો રે સલામું૦
છેધાં, બાળ્યાં, ગારદ કીધાં પૃથ્વીના પેટમાં ને
અસૂરો કહીને કાઢયાં વનવાસી જી;
જીવતાંને કાજે જુદી નરકું બંધાવિયું ને
સદાનાં નરાધમ રાખ્યા દાસીદાસ જી—
—સો સો રે સલામું૦
સમર્થોની સત્તા સંતો, ધુતારાની ધુતણબાજી,
કુડિયા ગુરુની હૈં કે કરામાત જી;
એની તો વણાવી ધીંગી ધરમધજાઓ ને
ભાંડુ કેરે રગતે રંગી ભલી ભાત જી—
—સો સો રે સલામું૦
એવી એવી ઝડીઓ મારાં સહોદરો ઝીલતાં તે,
ધરમધજા કેરે કયારે સિંચાણા હો જી.

ઝૂંડામાં શમાવી સરવે રુદનપિયાલા વાલાં
હરિ કેરા રથના હેઠળ પિલાણાં હો જી.

રથના સારથિડા સુણજો સાધુ ને શુંસાઇ સરવે !
કડાકા કરે છે રથની ધરીઓ હો જી.

જુંવો જુંવો જુગનો ભૈરવ ઉભો વાટ ખાલી આજે,
ભીતર તો નિહાળો, હરિ કયાં પઝિયો હો જી.

—સો સો રે સલામું૦

જુગનો મહારાજા આજે મહાકાળ જાગિયો ને
ધરમ કેરા ધારણ કાંટા માંડે હો જી.

સતને ત્રાજવડે મારા કલેજાં ચડાવિયા મેં,
શીશ તો નમાવ્યું શાસનદંડે હો જી

—સો સો રે સલામું૦

હરિ કેરા તેડાં અમને–આપી છે વધામણી રે,
દલિતોને ઉત્સવ હાકલ પડી છે હો જી.

હસતા મુખડાની અમને વિદાયું દિયાં રે વહાલાં !
રખે કોઇ રોકે નયણાં રડીને હો જી.

—સો સો રે સલામું૦

રચ. શ્રી ઝવેરચંદ મેઘાણી.

( ૧૦ )

# મૃત્યુંજય !

મળ્યો જ્યાં મોત ગાવાને મૃત્યુ જેવો મહાકવિ
અરે હું કોણ ગાનારો યશોગાથા સમી રવિ ?
આવ્યું લેવા તને મૃત્યુ તારા આત્માણુના થયા,
અસંખ્ય પરમાણુઓ સર્વત્ર પ્રસરી રહ્યા,
વસ્યા આત્મકણો તારા હૈયે હૈયે જનોતણા
જગાવે કોટિ કંઠે તે આકાળ જયઘોષણા.
બુઝાતા આત્મજ્યોતિથી જાગી કોટિ શિખા જગે
એને નિષ્પ્રાણ હૈયામાં ઘેર્યાં અંધાર ગાઢ જે-
સહસા ઝબકી ઊઠયા અનેરા તેજ-ચેતને,
ગોઝારા મૃત્યુના સ્પર્શે પેટાવ્યો રાષ્ટ્ર પ્રાણને,
એક એ આત્મની જ્યોતિ સંસારે પ્રગટી ઉઠી
રેલતી શાશ્વત જ્યોતિ દીપમાલા વિરાટ શી !
દિશાઓ ઢૂંઢતું મૃત્યુ, આત્માણુ નવ સાંપડયો :
અપાર પરમાણુથી અણુ એક ન થૈ શકયો.
અજેય મૃત્યુ થૈ થાકયું, હાર્યું, સ્તબ્ધ બની ઊભું
મુક્ત કંઠે વદ્યું, " તારે હાથે પામ્યું પરાજય !
બુદ્ધને ઈશુને હાથે હાર મારી થઇ હતી,
મસ્તા જીંદગાની ની પ્રતીતિ આજ તો થતી :
વીરશ્રીને વિજેતા હે ! તારી ગાવી સદા જગે" !
ખાલી હાથે ઢળ્યું મૃત્યુ મૃત્યુંજય તણે પગે.

—રમણ ન. વકીલ

(૬૧)

# અમર બાપુને

(મુક્ત સગ્વિણી)

હે મહા માનવી!
તેજ વાયુ જલે અંશ તારાં ગયાં,
મિટ્ટીમાં મિટ્ટીરૂપે જઇ તે મળ્યાં;
શેષ સ્મરણમાં તત્ત્વ તારા રહયાં,
તે ય શું કાળચક્રે જવાનાં વહયાં?
રાજ કુળી ગયાં, રાજવી કંઇ ગયાં,
નામ નિશાન તેના ન વિશ્વે રહ્યાં
કીર્તિનાં કોટડાં જે અવિચળ કહ્યા
તે ય કાળપ્રહારે ધરા—શું મળ્યાં.
જ્ઞાનનાં તેજ તે મૃત્યુ-અંધાર-ઓળે વિલાઇ ગયાં;
શક્તિના પુંજના શેષ અવશેષ શોધ્યા ન વિશ્વે મળ્યાં;
કે મહા રેંટની ચક્રની ચાલવામાં બધા જાય કાળે દળાઇ રહયાં;
જે સહયા ન જાય તે વિષય વિસ્મૃતિ ઝેર વિશ્વે સહયાં;
હે મહા માનવી!
તારુંશું કિંતુ જે હૃદયનાં તત્ત્વ અન્ય સૌ હૃદય સાથે જડાઇ રહયાં,
સ્નેહમાં સ્નેહ ને સત્યમાં સત્ય જગણુંદમાં જેવા ગુંથાઇ ગયા,
જ્યાં સુધી માનવો શેષ છે વિશ્વમાં
જ્યાં સુધી ઇશ્વરી અંશ છે દેહમાં
જ્યાં સુધી કાળના ચક્ર છો ચાલતાં,
મ્હાલતાં માનવીને દળી છો રહયાં,
જ્યો ત્યાંથી જ્યોત પેટાવલી ભાળીતે
તુજ અનસ્ત પ્રભાની સુધા ન્યાળીને તને પૂજવાના અગર ઓલિયા!

—'સરોદ'

( ૧૨ )

# મહાત્મા ગાંધીજીને શ્રધાંજલિ.

[ અનુષ્ટુપ ]

( મહાત્મા ગાંધીજીના પ્રયાણશ્રાને દિને તા. ૧૨-૨-૧૯૪૮ ને દિવસે રચાયલું અને તેજ દિવસે વડોદરા રેડીયો સ્ટેશન ઉપરથી બ્રોડકાસ્ટ થયેલું કાવ્ય. )

હાથની લેખિની ધ્રુજે અંજલિ આપતાં ત્હને,
અને હૈયુ દ્રવે કહેતાં, અંજલિ શાશ્વતી ત્હને. ૨
અહિંસા. સત્યની વાતો હવે કો નથી,
રાષ્ટ્રની એકતા કાજે હવે રોનાર કો નથી, ૨
રાષ્ટ્રનો પ્રેરણાદાતા અને પૂજારી સત્યનો
તું જતાં આજ આ ભોમે અમારો સૂર્ય આથમ્યો. ૩
સૂતેલા ભારતે ત્હેં તો, જગાવી રાષ્ટ્ર ચેતના,
અને પ્રત્યેક હૈયાને દીધી સ્વાતંત્ર્ય પ્રેરણા. ૪
અનેકાનેક વર્ષોની ગુલામી શૃંખલા વડે,
જડેલા હિન્દની હારે તોડવી શૃંખલા હતી ૫
અને એ કાજ આરંભ્યો યજ્ઞ ત્હેં બલિદાનનો
જીતવા આસુરી તત્વો દર્શાવ્યો માર્ગ સ્નેહનો. ૬
આસુરી તત્વની સ્હામે આસુરી બલ ના ઘટે,
હિંસા કેરો પ્રતિકાર હિંસાથી ના થઇ શકે. ૭
આસુરી બલની સ્હામે દૈવી તત્વોજ કામના.
શીખાવી અમને એવું પ્રમાણ્યુ રણક્ષેત્રમાં. ૮

અને સિદ્ધિ કરી એવી, નાદીઠી, નવ સાંભળી;
વિના શસ્ત્રો, વિના અસ્ત્રો લાધી સ્વાતંત્ર્યાની ઘડી. ૯

થતાં એ કાર્યની સિદ્ધિ અને કૈં હર્ષ પામતાં,
હર્ષની અવધિ રે! રે! શોકમાં પલટી ગઈ. ૧૦

અહો સ્વાતંત્ર્યનો સૂર્ય આજ શું આથમી ગયો, !
રાષ્ટ્રનો પ્રાણને સાચો વિધાતા દેશનો ગયો. ૧૧

કહેલું પ્રભુએ પોતે ! "વિભૂતિયુક્ત સત્ય જ્યાં,
ત્યાં ત્યાં અંશ હશે મ્હારો અને મ્હારૂં જ તત્વ ત્યાં" ૧૨

હતી એ પ્રતિભ, તું માં, સત્ય ને શાન્તિપૂજક !
લુપ્ત એ ભવ્યતા આજે જતાં તું પ્રેમપૂજક ! ૧૩

સત્યના ઓ પૂજારી ! તું સત્યના લોકમાં ગયો,
નથી હિંસા, નથી શસ્ત્ર ! એવો તું લોકમાં ગયો. ૧૪

સત્ય ને સ્નેહની મૂર્તિ, સંતની પ્રતિભા અને
રાષ્ટ્રની દાઝ ને ઊંડી માનવતા હૃદયે હતી. ૧૫

રાષ્ટ્ર ઉધ્ધારવા કાજે, દેવે માનવતા ધરી
અને કાર્ય થતાં પૂરૂં વિભૂતિ સ્વર્ગ સંચરી. ૧૬

જીવ્યો તું દેશને કાજે છેક અન્તિમતા સુધી
અને એ દેશને કાજે સ્વીકારી મૃત્યુની ઘડી. ૧૭

ધન્ય છે તુજ જીવ્યું ને ધન્ય મૃત્યુ બની ગયું.
દિવ્ય લોકતણું જ્યોતિ દિવ્ય લોકે ભળીગયું ૧૮

અધુરાં અમ હૈયાં તો હજુ છેક અપાત્ર છે,
દિવ્યતા પામવી બાકી ; હજુતો અંધકાર છે ૧૯

છતાં ત્હેં જે શીખાવ્યું તે ચેતન-પ્રેરણા ભર્યું
રહેશે પ્રેરણાદાતા ઘણું છે ઘણું એટલું. ૨૦
નથી યોગ્ય હજુ હૈયાં અંજલિ આપવા ત્હને,
છતાં હૈયું દ્રવે તેથી અંજલિ સ્નેહની ત્હને. ૨૧
પામજે શાશ્વતી શાન્તિ શાન્તિ શાશ્વત પામજે,
દુઃખથી ભગ્ન હૈયાની અંજલિ આ સ્વીકારજે. ૨૨
અંજલિ અમ હૈયાંની અશ્રુથી, સ્નેહની ભરી,
નથી પૂર્ણ શકયો આપી તથાપિતું સ્વીકારી. ૨૩

—યોગીન્દ્ર જ. ત્રિપઠી

( ૧૩ )

## થંભો હવે !

બહુ થયું !
થંભો હવે નિષ્ફળ અશ્રુમારાં;
નિસ્તેજ આ લોચનના કિનારા
ભિંજાવીને સાધવું શું હવે છે?
અન્ધારી ભૂપિતણી કન્દરામાં
યુગો થકી અડવડતા મનુષ્યને
ઉંડી પરમ સત્યની ચીંધવાને
એકેક જેણે પળ આયુ કેરી
ને જિંદગીની કણીએ કણીને
જલાવીને જાતની જ્યોત પાથરી,
તે દીપ માનવ્ય તણો અચિન્ત્યો,
ને આમ, આવી રીત, રામ યાતાં

કયાંથી કહો ધારવી ઉર સાતા !
એને હતું મંગલ સ્વપ્ન એક :
પાપો તણાં સૃષ્ટિપુરાણુ થાણાં
ઉખેડીને આ પ્રભુની ધરામાં
પુણ્યો તણું નંદન નવ્ય રોપવું....
ને કંસ ને રાવણ આદિ સૌએ
જેની કને સૌમ્ય હતાં દીસન્તા
એવાં મહાભીષણ આસુરી બળો
સામે હતાં, હોય, સદાય એણે
આયુષ્યના આદિમ પ્હોરથી તે
છેલ્લી ક્ષણો સુધી અદમ્ય તે જે
ઝૂઝયા કર્યું....સ્વપ્નની સિદ્ધિ અર્થે
ને હાય જ્યારે,—એ સાધનાના
દ્વારે ઉષાના કિરણો ગુલાબી
બાંધી રહયા'તા જય તોરણોને
ઊગી રહેલી યુગ કેરી મંગલા
નાન્દી તણા બાજી રહ્યા હતા સૂરો....
ત્યા થંભો પરંતું મુજ અશ્રુ હાવાં
નિસ્તેજ આ લોચનપે ન કામા
દૌર્બલ્યની ઝાંખપને ચડાવતાં....
જો, એ તપસ્યા—દુબળાં શરીરને
ત્યાગી ઉભા યોગી તમારી સામે
ઉચ્ચારતા અમૃત—ધાર વાણી :
" લે ચાલ, અશ્રુ લૂછીને સવેળા—

મેં આદરેલો હજુ બાકી જંગ,
પૂરો કરી એહનું રાખ રંગ
કોને રડે, જો અહીં આ રહ્યો હું
પહેલાં હતો તેમજ તારી સંગ!
જાણે તું, જગમાં સત ને અહિંસા
સંસ્થાપવા કાજ અનેક વાર
હૈયે ભરી વજ્ર, ધરી મુખે સ્મિત,
મેં ગટગટાવ્યા ઝખના કટોર....
ને તું....નિહાળી મુજ ખોળિયાને
ભૂમિ ઢળેલું....ઢળી આમ જાશે
તો સાધના મારી શું વ્યર્થ એ બધી!
ના, ના, મને અશ્રુની સસ્તી અંજલિ
આપી રખે છેતરતો તું આત્મને!
હું તો ચહું જીવનવીર એવા
લાખો, કરોડો, લૂછી અશ્રુને જે
હૈયે ધરી ધૈર્ય ધરિત્રી કેરું
ને શેષ કેરી સહીને સહિષ્ણુતા
સીંચી સીંચી શોણિત શુદ્ધ કરવા
મેં આદરેલા રણુ યજ્ઞ કેરી
પૂર્ણાહુતિ માણુંપણેજ સાવ"
તેથી હવે નિષ્ફળ અશ્રુ મારા,
થંભો સમો ઓહૂસકા તમે સૌ
ને વેદનાને ઉરમાં જડીને
ચાલો હવે આત્મરામ - માંશ
( જસવંતકાન્ત મહેતા )

( ૧૪ )

## ફૂલ – વિસર્જન.

રાષ્ટ્રધ્વજે ફરકતી જુહુનીર નૌકા
સંચી સમૃધ્ધિ કંઇ અંતર ઉપડંતી
દેવે કરી ઝલક ? શાવળી મૌનભાર ?
આંખો અસંખ્ય બનતી ત્યહિં બુધ્ધતાર.
પૂંચી જતી જ અમ અંતર સત્વ જાણે !
એ ભસ્મપાત્ર મહિં ભારત સર્વસાર.
ઓ તીર્થરૂપ ! તમ ભસ્મ ? વિચારતાં યે
ઉત્કંપ અંતર વિશે અણુંકલ્પ્ય વ્યાપે!
દેહાન્ત વાત બહુ વાર વિચારી વાંચી
ને અંતર દર્શન છબી ભરઆંખ સાંચી.
દેવે ન તોયે ન તમે ની પ્રતીતિ થાતી.
આજે પ્રયાગ સૂચિ સંગમના સુતીરે.
બીજાં અનેક વળી ભારતભોમ તીર્થે
ને આ અમે અહિંય સાગર સર્વતીર્થે
ઓ તીર્થરાજ તમ ફૂલ વીસર્જવાના ;
તીર્થોદક કર્યું સહાય સ્વયં પવિત્ર,
ને અગ્નિ પે સકલ શોધન આપ શુદ્ધ
ગંગા તમારી પણ જીવનની અનેરી,
જાતે વિશુધ્ધજ, પ્રબુધ્ધ પિતા, વહેતી !
પિતા ઓ રાષ્ટ્રના ભવ્ય ! નવ્ય દ્રષ્ટા જગદ્ગુરો
વિસર્જીને ફૂલતીર્થ જીવને નવસર્જિયે.

—સુન્દરજી. ગો. બે

( ૧૫ )

# અપૂર્વ માનવી.

સૃષ્ટિનું સત્ત્વ મધુર સાંભરી, શ્રીકૃષ્ણ, ઈશુ, બુદ્ધની પ્રભાભરી;
પ્રજાપતિએ દીધ પૂર્ણ તત્ત્વનો મનુકુળે એક અપૂર્વ માનવી.
એ માનવી ગાંધીરૂપે પ્રકાશ્યો, ભૂલ્યાં જનોને સતપંથ દાખતો;
યુગે યુગે સર્જન કે નવું થતું, ને પાપ ને પુણ્યનું યુદ્ધ જામતું.
સંહારવા પાપ, અસત્ય, હિંસા જ્વાલામુખી જગમાં ઘૂમી રહ્યો;
ને શાંતિકાજે મથતાં અહો ! એ ધિક્કારનાં ઝેર અખૂટ પી રહ્યો.
શોણિત ભૂખ્યા નરરાક્ષસોમાં એ પ્રેમસુધા સીંચતો ફરી રહ્યો;
"લડો ન ભાઈ, સહુ ભાઈ થૈ રહો" એવું કહી માનવતા ભીખી રહ્યો.
"લડો ના, મારો ના," કહેતો શાંતિ-સંદેશ બોધતો,
અહિંસાનો ફિરસ્તો એ રોમ રોમ બળી રહ્યો.
દ્વેષ-વેરની આગે જો ગાંધીની આહુતિ થશે,
પૃથ્વીના પટ પરથી તો માનવતા યે મરી જશે.

—શ્રી જ્યોત્સ્ના શુક્લ

( ૧૬ )

# દાંડી તટે.

( સોનેટ )

વળાવ્યાં બાપુના ફૂલ સકલ આ સિંધુ જલમાં
અમે પાછા આવ્યા તટ ઉપર, હાવાં પરમ એ
મહાત્માનું, આવા અતિપુરુષકેરા શરીરનું
રહ્યું ના એકકેય, પૃથિવી ઉપર ચિહ્ન, મનુજે
હણી નાખ્યું, આગે ભસમ કરી નાખ્યું ઉદધિએ
લીધા લોપી એનાં અગનબચિયાં શેષ કુસુમ
અહો ! જેણે આવા પ્રબલતમ પ્રેમે પૃથિવીને
હતી ચાહી છેલ્લા દમ લગી, જતું આમ સહજ !

વિલોપી બાપુનાં સમદર સમુંદાર ઉરનાં
'ફૂલો ને ( સિંધુ નું મિલન થયું સિંધુ અવરથી )
ચઢયાં પાણી બાપુ હૃદય પ્રીત જુવાળ સરખાં.
મળ્યાં ત્રિનીઃ સીમો નભજલધિ ને બાપુ જલમાં
વળાવી બાપુનાં ફૂલ સકલ પાછા તટ ફર્યા,
ચઢયા ત્યાં બાપુથી વિહીન તટપે અશ્રુ ઉભરા.

—મો. ઉપનમ

( ૧૭ )

# તારો ચમત્કાર.

(ધીતિઓ-૨)

હત્યા તમારી સુણીને, મહાત્મન્,
જળે ન આંસૂ, નથ થાય શોક!
ખૂની વિશે ક્રોધ ચઢે ન કેમ?
સ્થમી જતા ભાવ જ કેમ માનુષ?
હિંસાથકી તેં બહુને ઉગાર્યા,
હિંસાથકી દેહ હણાય તારો!
આમાં હશે શું કંઇ ભેદ ગૂઢ?
કળાય ના, સ્તબ્ધ જ ચિત્ત શૂન્ય!
પરંપરા પાપતણી, પ્રવર્તે,
હતી તહીં સાંકળ એક પુણ્યની,
તોડી, કરી પાપ પરંપરાને
પૂરી ખૂની તેં કરીએ શું ક્રોધ!
ચલાવવા રાજ્ય મુસદ્દીવર્ગે
ભેદોમહીં ઘર કરી મોટમોટા,
થતા હતા એક, કીધા જ બે તે
ખૂની ખરા એ! નહિં આ બિચારો!
કરો! કરો ક્રોધ, હણોય પાપ ને!
કરો કરો શોક, ખમાય માઠ'વ!
રડો રડો પાપ જ ને, હવે તો!

મિથ્યા વિલાસો કરશો ના અશ્રુના!
ઝૂની ભિખારી! બહુ ભાન ભુલ્યો
હણાય જે ના હણવા ગયો તેં.
હતો તને દેહ કદાપિ આત્મનૂ
હણાય જે હિંસક હાથથી કદી!
હતું ખરૂં સાધન આત્મવીર્યનું
તે સાચવ્યું તું જતને કરી તેં
પ્રકાશવા આત્મનની અહિંસા,
ગમ્યું ન તે તામસ જંતુ જે અમે!
શ્રદ્ધા તમારી, પ્રભુનીજ ઇચ્છા
વિના બને ના કંઇ દેહ મૂક્યો
પ્રકાશવા સત્ય સમર્થ રૂપે
વિસ્તારવા પ્રેમ અવિઘ્ન રીતે!
દેહાન્ત તારો સુણીને, મહાત્મન,
ગળે ન આંસૂં, નવ થાય શોક!
ફૂટી ફરે ક્રોધ ખતો કાંઈ!
તારો ચમત્કાર હશે મહાત્મન.

—શ્રી પુષ્પિકાર

( ૧૮ )

# ગાંધીજીને.

દાહભરી આંખો માતાની,
તેનું તું આંસુ ટપક્યું,
બળી રહ્યું અંતરમાં કિન્તુ,
સૌ પાસે મીઠું મલક્યું,
મૈયાના ઓ ગાંધી વીર
અર્પું છું હૈયાના હીર !

ભારતના દુઃખે દુભાઈ,
કુદરતની કરૂણા ઉતરી,
સંસ્કૃતિને સ્વાતંત્ર પ્રભરીને
ભારતને અંગે પમરી.
વંદન ઓ કુદરત સંદેશો,
ધન્ય થયો તું ભારત દેશ !

—શ્રી કૃષ્ણલાલ શ્રીધરાણી

( ૧૯ )

# ભીષ્મ.

મારે હતાં સાધન પિંડ કેરાં,
એણે થયું તે સઘળું સમાપ્યું ;
થાકી ન કાયા, પણ લોક થાકયા,
હિંસા તણા તાંડવખેલ જાગ્યા.
મારી દિશા શૂન્ય બની બધેથી
વાણી બની વ્યર્થ સરી મુખેથી
એ પિંડના સર્વ પ્રયોગ ખૂટયા
ત્યાં અંધુ આવ્યો; સહુ તંગ તૂટયા
હું નામ ને રૂપ ફગાવી આવ્યો,
દિશા અને કાળ વરાવી આવ્યો,
આજે મહાકાલ સ્વયં બન્યો હું,
પામ્યો તદાકાર દિગાત્મ સાથે.
કસ્તુરની સોરભ તે બન્યો હું
અને મહાદેવ તણી સુભક્તિ-
રવીન્દ્રનો ગુંજનમર્મ હું છું
ને ગોખલે ગૌરવરૂપ હું છું.
દિગંબરી ધૂન રઘુપતિની
તેમાં બની ષડ્જ વહી રહું છું
ખરે તણી સાત્વિક પ્રાર્થનામાં
હું દૈન્યનો ભાવ બની રહું છું.
નાચી રહ્યાતા નરસિંહ સાથે

જે બંકત લેઈ કરતાલ હાથે
તે સર્વના તાલ હજી ય બાજે
અચૂક તેની ગત હું બન્યો છું.
સમીપમાં પંચનદી પ્રદેશે
નિર્દોષનાં જીવન જે હણાયાં
જીજીવિષા તેમની હું થયો છું
નવોદરે જન્મ રટી રહ્યો છું. ૨
હું બધે છું, નથી નષ્ટ હું છું,
પ્રી છો મને તો નજદીક હું છું.
ઉભો રહું ધીરજથી અહીંઠે
હરેક દ્વારે, ખુલશે કદી ને;
શ્રદ્ધા મને કાન ધરો ન આડા
ગીણો રડું અંતર સાદ જ્યારે;
કે ચિત્ત ચાળા કરશે ન તર્ક
કહુંક બની નિર્ભ્રમ સત્ય જ્યારે. ૩
દમારના આંગણ આંગણામાં
સમર્થ હિંસાપ્રતિકાર વીરો,
ખુદાઈના હાલીમ હાકફુંરો
ધરાધરે વેરનવર્પિડ રશો?
પુણ્યાહુતિએ દઢસંયમોની
હિરણ્યગર્ભે અવતાર મોંઘા
હું ખંડખંડે વિચરી ફરીને
સર્વોદયસ્થાપન કાજ યાચું. ૪
—પ્રીતમલાલ મજમુદાર

(૨૦.)

# ગુનેગાર ગાંધી.

તારી સામે અસુરોની ફોજ ખડી,
કારાગારની કાળી દિવાલ ખડી,
ખણકી રહી સાંકળો લોહઘડી;
બની નિર્ભય તોયે વીરા ! તેં તો એ ટલે સૂતા સંસારને સાદ કર્યો,
એણે હિંમતની હદ રાખી નહિ તેથી ગાંધી આજે ગુનેગાર ઠર્યો.

થાક્યા માનવીમાં ફરી પ્રાણ ભરે,
ગામેગામ અને નગરે નગરે,
તારો સાદ ગયો હૃદયે હૃદયે.
તારો નાદ સૂણી માદો જાગિયો દેશ વિરાટ નવી નવી આશા ભર્યો,
કે એણે ઊંઘ ઉડાડી અનેક તણી તેથી ગાંધી આજે ગુનેગાર ઠર્યો. ૨

તેં તો પીધાં હળાહળ ઝેર હસી;
ગયા ખેંચદા નાગ અનેક ડસી,
તો યે નેનમાં અમૃતસ્રોત વસી.
તને ઐહિકમાં ક્રૂર માનવીઓએ કારમી વેદનાઓ પીરસી,
તારો એક જ ગુનો પ્રિયા બાલપના તોય મેહુલિયા તું રહ્યો વરસી. ૩

સારી આલમમાં જેનું કોઈ નથી,
એવા દીન પતિત તણો તું પતિ,
અગતિક તણી એક તુજ ગતિ,
કોટિકોટિ મનુજોના અંતરને તુંમાં સ્વામી મળી ગયો સ્નેહ ભર્યો,
રબજે દુઃખિયાં કેરાં દિલ ઠર્યાં તેણે ગાંધી આજે ગુનેગાર ઠર્યો, ૪

ચારે પાસ અન્યાયની આગ બળે,
તેમાં લાખમ લાખ ફૂલો પ્રજળે,
પ્રજા કારમી વેદનાથી કકળે.

ત્યારે સ્વાર્થી ઓની જમાત આ ટોરડો વાંઝો શહી નિજ રોષ ભર્યા,
તુંથી ક્રંદન એ ન જાય સહયાં-તેથી ગાંધી આજે ગુનેગાર ઠર્યા. ૫

તારે હૈયે ઊંડાણુ તો આભ સમાં,
તારા પ્રાણુ પ્રકાશના સાગરમાં
ચમકે નવભાગ્ય મનુ કુલનાં.

પ્રિયા! તારા અમોઘ તપોબળથી મટી અલ્પ તું આજ વિરાટ થયો,
નાનાં માનવીથી સમજાય નહિ તેથી ગાંધી મહા ગુનેગાર ઠ[illegible]ો. ૬

પ્રભુપુત્ર ઇસુ વધસ્થંભ ચડ્યા
આડે કાળ તણા પડદા પડિયા,
ઇતિહાસે ફરી એજ ઘાટ ઘડ્યા.

ગોરી માનવી અંતરે ઝેર ભરી, આંખો લાલ કરી ઇન્સાફ કરે,
મને હાય! જરાય નવાઈ નથી મારો ગાંધી એમાં ગુનેગા[illegible] ઠરે. ૭

ટીપ:—ગાંધીજી આગાખાન મહેલમાં કેદ હતા ત્યારે સરકારે હિંસાના કૃત્યો માટે ગાંધીજીને જવાબદાર ઠરાવવા સર રેજીનાલ્ડ [illegible] પાસે પુસ્તિકા તૈયાર કરાવી તે પ્રસંગે.

—નાથાલાલ દવે

( ૨૧ )

## અવતાર.

ઘોર ઘુઘુવટા વાયુ વાયે,
વાદળ જુથે વ્યોમ છવાયે,
ગાજવીજ ને ભડકા થાંયે,
વરસે ધગધગતા અંગાર !
તોફાને પર્વત સૌ ડોલે,
થરથરતુ જગ આંખ ન ખોલે,
માનવચિત્ત ચઢયા ચગડોળે,
ગર્જન કોણ કરે લયકાર !
આપે મૃત્યુગીત ગજાવી
નવ અવતાર ! નવ અવતાર !
વિરાટ પગલે જગ ધ્રૂજાવી
નવ અવતાર ! નવ અવતાર !
આવે મૃત્યુગીત ગજાવી
વિરાટ પગલે જગ ધ્રૂજાવી
પાપતણી દુનિયા ડોલાવી
રુદ્ર તણો એ નવ અવતાર !
શ્વાસે શ્વાસે જગ સળગાવી
જુગ જુગ કેરી નીંદ ઉગાડી,
નિષ્ઠુર સહુ હૈયા કમ્પાવી,
ઘુમે ગ્રહી એ નવહથિયાર !
ગીતા કેરા મંત્ર ભણીને,

પગલે પગલે તિમિર હણીને
ભીરુતાની ઘોર ખણીને
કમ્પાવે આત્માના તાર !
જડ પથ્થરે બેસીને આવે
કાને કને શંખ ફૂંકાવે
તાંડવથી જગને કમ્પાવે
આજે એ દૈવી અવતાર !
દુર્બળતા સહુ નષ્ટ જ કરતો
ક્રૂર ખોખાઓ સંહરતો
રગ રગ નવચેતનથી ભરતો
આવે કરતો જગ હુંકાર !
છિન્ન ભિન્ન બન્ધો સૌ કરતો
નિર્ભયતા ઉર ઉરમાં ભરતો
સ્વતંત્રતાના મંત્ર ગજવતો
કરે વિશ્વમાં નવ ચમકાર !
ઝંઝાવાતે વિશ્વ જગાડે-
નવ અવતાર ! નવ અવતાર !
ઘન ગર્જન કરી મોહ ભગાડે
નવ અવતાર ! નવ અવતાર !
સ્નેહભર્યો શો નવ અવતાર !

ઝંઝાવાતે વિશ્વ જગાડે,
ઘન ગર્જત કરી મોહ ભગાડે,
ઉરઉરમાં નવ જ્યોતિ ઝગાવે,
કરે સદા એ જગ-ઉદ્ધાર!
સૃષ્ટિ નવી એ રચતો આજે,
સ્નેહગીત જ્યાં સદૈવ ગાજે,
સ્વાર્થ છુપાવે મુખ જ્યાં લાજે,
રેલાયે જગમાં અમી-ધાર!
આવો નવયુગ કેરાં બાળો,
દૂર થયો છે પડદો કાળો,
પ્રભા દૈવી રેલાતી ભાળો,
થાયે વિશ્વતણો ઉદ્ધાર!
આજે દૈવી ગીત ગજાવે
નવ અવતાર! નવ અવતાર!
વિરાટ પગલે શૌર્ય અપાવે
નવ અવતાર! નવ અવતાર!
આજે દૈવી ગીત ગજાવે
વિરાટ પગલે શૌર્ય અપાવે
દાનવમાંથી દેવ બનાવે
સ્નેહભર્યો એ નવ અવતાર.

—શ્રી સ્નેહરશ્મિ

(૨૨)

## વામન સ્વરૂપ ગાંધી !

( શાર્દૂલ )

જોયો જ્યાં ગરવે ભરેલ બલિને ધર્માન્ધતાથી અતિ
ત્યારે વામનનું સ્વરૂપ લઈને આવ્યા પ્રભો વિશ્વમાં
ને શિરે દઇ યાદ એ બલિતણા પાતાળ ચાંપી દઈ
કીધો 'તો અતિ પ્રેમથી બલિતણો ઉદ્ધાર એ વામને.
તેવું વામન રૂપ જે લઇ અહીં ગાંધી રૂપે હિન્દમાં
આવ્યા માનવ દેહ શું ધરી પ્રભો, ગુલામીને ચાંપવા ?
ને શાંતિ સુખ સ્થાપિ માનવતણા ઉદ્ધાર અર્થે ફરી ?

—કુમદચંદ્ર મહેતા

(૨૩)

## વિજય માનવ્યનો.

( હૈયુ ભાંગી પડે એવો આઘાત લાગ્યો છે ગાંધી જતાં શું ગયું તેની કલ્પના કરતાં તો સર્વસ્વ ગયું એમ જ લાગે છે. ગાંધીજીની મહત્તાનાં દર્શન થાય છે અને તે પછી એમના બલિદાનનું રહસ્ય સમજાવા માંડે છે. માનવતાનો વિજય નીરખી ચિત્ત શાંતિ અનુભવે છે. )

આજ નયનો ! રડો !
હૃદય ! ભાંગી પડો !
પૃથ્વી પેટાળનાં કાળના કોરડાં શા
ધરાકમ્પ સૌ સામટા ગડગડો !
આજ આકાશના ઘૂમટ નીચે પડો !
સૂર્ય ને ચંદ્ર ને તારલા સૌ ટળો.

## આજ ગાંધી ગયા !

જેહણે માટીથી મનુજ મ્હેકાવિયા,
જેહણે પંકથી પંકજો ખીલવ્યાં,
જેહણે ગ્રસ્ત વિધ્વસ્ત માનવ ઉરે
સ્નેહ ને સત્યનાં
અભય કારુણ્યનાં અમૃતો સીંચિયાં,
જેહનો કર અડપે
હીન,કંગાળ,એદી,અઘોરી,એમ જાગિયા
પામિયો મુક્તિની મંગળા,
તેહ ગાંધી ગયા.
આજના જગતમાં
દ્વેષને ક્લેશનાં
સ્વાર્થ ને અધમતાનાં બળી
સતત દાવાનળો જ્યાં રહ્યાં
તેહ આ જગતમાં
ગાંધી તો અમૃતની એક વર્ષા હતા,
માનવી હૃદયની ભવ્ય આશા હતા,
સત્ય સંશુદ્ધની અચલ શ્રદ્ધા હતા,
પ્રેમમય ચેતના દેહધારી હતા,
માનવી જગતનું હૃદય ગાંધી હતા,
હૃદયનું સત્ય સવિવેક ગાંધી હતા,
અભય, કારુણ્ય ને કાવ્ય ગાંધી હતા.
તેહને તેં હણી, આજ ઓ માનવી;

માનવી હૃદયને મૂર્ખ ! નાખ્યું હણી !
શત્રુ જેવું ન'તુ વિશ્વમાં કોઇ યે,
શત્રુ તેને શું રે તાહરો તું ગણે !
દ્વેષ જેને ન'તો જગતમાં કોઇનો,
તેહનાં બુદ્ધને ફુલ્લ કમલો સમાં,
લોચને દ્વેષ તેં દેશકેરો દીઠો !
મૂર્ખ રે માનવી ! જાણતો તું નથી
તેં શું નાખ્યું કરી ?

કહેશકાયર, ઘવાયેલ, હીણાયલી
માનવી જાતિ રે ! ક્યાં જશે રાંકડી
પામવા પ્રાણની પુણ્ય સંજીવની
'રાંકડી'—મેં કહ્યુ ?
ગાંધી શા પુરૂષને જેહ પ્રગટાવીને
વર્તમાને બની પરમ મહિમામયી
તેહને મેં કહી 'રાંકડી' ?
ના, નહિ, રાંકડી ન,
તું તો મૂર્તિ સૌભાગ્યની
ગાંધી તો ભવ્ય કો વિજય તારો હતો,
ગાંધીનું મૃત્યુ યે વિજય તારો બનો !
વીરને મૃત્યુ શું આથી હો યે જુદું ?
કલ્પવું જાયે બીજું મૃત્યુ શું ગાંધીનું !
પ્રેમી કો હિંસની ગોળી હૈયે ઝીલી,
શાન્તિ ને ક્રાન્તિની હિંમતા દાખવી,

રામ હે ! રામ હે !
પોઢી ગાંધી ગયા !
અમર આજે થયા !

પ્રેમ ને દ્વેષની, ક્ષાન્તિ ને વૈરની,
જ્ઞાન-અજ્ઞાનની, તેજ ને તિમિરની
આદિથી જગતમાં જામતી ચાદની.
તે મહી આજ ફરીવાર ગાંધી પરે
વિજય ગાથા રચાઈ શી માનવ્યની !

દ્વેષ ને વૈરની અમલ છાયા તળે
પ્રેમમય સત્યની દીપ્તિ શાશ્વત ઝગે,
દીપ્તિ એ દૃષ્ટિમાં સતત જે રાખતી
વૈષ્ણવી ભાવના આજ વિજયી બની.
દેહનું મૃત્યુ તે મૃત્યુ સાચું નથી,
મૃત્યુ તે જીવનનો અન્ત સાચો નથી,
કોક દુર્બુદ્ધિએ મર્ત્ય જે આભખું
વીંધ્યુ તે હિંદનું હૃદય ગાંધી નથી.
ગાંધી તો ઓ રહ્યા ! આર્ય દ્રષ્ટા સમા,
પ્રેમભર નયનમય કોઇ ઇશુના સમા,

શારદ ને સત્યથી,
દ્વેષ ને પ્રેમથી,
વૈરની જ્વાળને શાન્ત નિર્વૈરથી
શમવવા મંત્ર માનવ્યના ગુંજતા,
મૃત્યુના તિમિરથી અમર તેજે જતા !

નયન ! તો ના રડો !
હૃદય ! ધીરજ ધરો !
સૂર્ય ને ચંદ્ર ને તારલા, સૌ ઝગો !
ગાંધીનું જીવન તે વિજય છે જીવનનો !
ગાંધીનું મૃત્યુ છે વિજય માનવીનો !
પૃથ્વી પેટાળના ક્રોરડા શા
ધરા કમ્પ શાન્તિ ધરો !

—મનસુખલાલ ઝવેરી

(૨૪)

## ઝેર કટોરા.

કટોરા ઝેરના પીવા રે ! કટોરા ઝેરના પીવા રે !
યોગી તારે ઝેરનાં પીણું રે ! ઘૂટી ઘૂંટી પ્રેમ પીણું રે !
ઝેરના સાગર, ઝેરનાં ઝરણાં, ઝેરનાં કુંજ ને કયારા,
જગ આખાનાં મનડા મેલાં, માનવ ઝેરનાં ઘેલાં !
યો ી તારે ઝેર એ લીલાં રે ! મધુરાં પાનની લીલા રે !
ખૂટયાં ના ઝેરનાં દેનારાં ! ખૂટયાં ના ઝેરનાં લેનારાં !
પીનારાં ઝેરનાં ધીરાં રે ! જીવી ગઇ ઝેર પી મીરાં રે !
ઝેરી આંખો, ઝેરનાં હૈયાં, ઝેરમાં ઝેર ભરાયાં;
ભાઈની ખંજર, ભાઇની કાયા, ભાઇ એ ભાઇ મરાયા !
જગે આવાં ઝેરના દીઠાં રે ! રુધિરનાં વ્હેણુ ના દીઠાં રે !
કૈલાસ પતિના કંઠ વિષેનું ઝેર શું ઊભરાયું ?
એવા શંભુએ પીતાં પીતાં દશ દિશ રેલાવ્યું ?
યોગી તારી હામ ન કાચી રે; શ્રધ્ધા તવ સત્યમાં સાચી રે.

—શ્રી બળદેવ મોલીઆ

(૨૫)

# બાણુ પથારી

## શિખરિણી

હજારો ભાનુની ધરતી પરકમ્મા કરી વળી,
નહીં તો એ આગે ડગ કંઈ ભર્યાં આદ્ય મનુજે
હજારો વર્ષોમાં વિકરી પશુતા, પોત અદકું
મનુષ્યાકારોમાં પ્રકટ્યું પશુએ, ને કહીં કહીં
ખિલેલા માનવ્યે બહુ બળ કર્યું સત્ય ધરવા
ફૂળ્યા મૌને યત્નો! સતકણ ફૂળ્યો ના પણ છતાં
કરેલા સંસારે અગણિત ગુન્હા કંઈક સદીઓ
યથેચ્છાએ વેર્યાં અડગ ઢગલા, તે નિજ પરે
ધીરે ઓઢી લેતું હૃદય કુમળું એક પ્રકટ્યું
ત્યાં। કારુણ્યે પતિત પડખે જે રહ્યું ખડું
ચુકાશે પોતે કે દબી મરી જશે તે ડર વિના
દગારી પ્હેલાં સૌ, પછી જ રહ્યું પોતે ઉગરવા
અને એ પાપોના દહન કરવા પુંજ સઘળા
બિછાયું એ હૈયું સહુ દિશ વિંટાઈ કફનશું
પડેલાં, પીરસાં ચલિત, દલિતો ને ઘરવનાં
અનાથો—ને સૌનો જીવતર બની, બંધુ બનીને
ગરીબોનો બેલી ઈશુ પ્રગટિયો વિશ્વમણુથી
અને આંસુ ધારે ટપકી; નહીં કારુણ્ય અટક્યું
પડેલાં ને બાંયે પકડી ઉચક્યાં પુણ્યસ્વરગે
ઉરે પેટી જ્યોતિ, નિજથી પ્રગટાવી સહુ ઉરે

રહી નાચી સૃષ્ટિ નવ–ઉદયથી સંતજનની
દિશાઓ ઘેરીને ઉછળી ઉરગંગા ભીંજવતી
મહાકલ્યાણોર્મિ જગત જીવી એ નવ શક્યું
ખપી જાતું વેગે વહન રૂંધવા, હામ બંજિયા
શરીરી સત્તાના અધવચ ધર્યા ને રણ રચ્યું
રૂંધું ચોપાસે, ત્યાં અરર ! ઉર ગંગા શમી ગઈ !!
ઉખેડી પેટાળો જડ, પ્રગટ્યાં કો ઉર તણાં
નવાણોમાં મૂગી સમસમી રહી ગંગકરુણા.
ઇશુને જીવ્યે જે જગતહૃદયોમાં નવ વસ્યું,
વસ્યું કે તે એને ક્રુસ પર ચડ્યે; ને જગજને
સુખે મણ્યા શોખો જીવનબલિ પેગંબર તણો
પૂજી, રોઈ, આઈ, પણ ન પ્રગટાયું ઇશુ–ઉર.
રચ્યા ધર્મો, ને ઉત્સવ ઉજવિયા દિવ્ય બલિના.
મીઠો એનો કિંતુ હુકમ સહુના અંકુશનો
જગે ધોળી ભીંત અશમ ક્રુસદારાં લિપ ઉરે.
દીઠા શો હૈયામાં ક્ષણક્ષણ ચડ્યા ક્રુસ ઉપરે !
ધવાયેલા પ્રેમે અમૃત ભરિયું મૌન કુમળું !
મહા મૃત્યુ સત્નો જગ ઉજવતું જંગ જગવી :
દુભાયેલાં સત્યે ભર્યું તિમિરે ચાલ્યું ડગલું.
જગે પંથો છો તે મરણ ક્રુસ રોપ્યા અડગ હો !
મહા કલ્યાણોને પથક શંકાભય ? — અને
ધીરે પૃથ્વી તીરે સુખ ઉર ગંભી ઉતરિયા.
અરે બાને બાપુ ! નજર અમ સામી કરીશ ના !

પડ્યો જાતું તારે, જગ કીચડમાં પાપદ્વારમાં !
અમે પાપી ભૂંડા સત સમજિયે, શે જીરવવું
પરંતુ એ ! જાતું ! જય તુજ થશે, સત્ય જિતશે.
અમારાં પાપોની ટકીશ પરવા ના લગીર તું
શિરે લેવા જાતાં ગાડી કચડાઈ તું મરશે.
અમોને પાપો તો કંઈ યુગથી કોઠે પડીગયા
તું જેવા એકાકી ભડથી વળશે શું ઘડીકમાં

થયું ડાહ્યું કાંઇ જગ—વહી ગઈ વીસ સદીઓ—
ન રોપ્યા કાપડોના ક્રુસ સ્થૂલ, ઉરે કિંતુ પરખી
ઉપાડ્યા ગાંધી એ, 'દુરિત મરશે કે મરીશ હું ?
હજારો મૃત્યુની ટરપીણુ વહોરી ઉર વ્યથા
અને મોંઢે મોંઘું સ્મિત ફરકતું રાખી કૂમળું
ધર્યું ગાંધીએ જીવન ચિરક્રુસારોહણુ સમુ
અરે એ કિંતુ શા ઉરની લહરી ફેનિલ સ્ફુરે
નિહાળી તે નોંધ્યા,— અમીતદ જાણી કાયમ હાંકે
કોઈ શે લાગેલા ભીષણ વડવાગ્નિ ? નિશિદિન
વૃત્તિઓ જાગે જલધિ ધગધગે ઉછળતી.

ગળે મેલી હેલી જગની સરિતાએ ! અણુગણી,
ગંભીરે એ હૈયે નિરની ઇંદ્રને નામ રમતાં
કરોડો નિઃશંકે નિજ ઉરવરાળો દૂર સુખી
વહાવી ઊંડે અમી સ્નેહ કેરાં અણુ ફૂટ્યાં.
અને આકાશી એ ગહન ઉરની શાંતિ હિસતી,
તું ખુવે કો ઊંડે રતનકણુ જેવા દીપી રહ્યા

વિંઝાતા ગોળાઓ મંથન કરતાં જે રૂદયનું,
વ્યથા ના જોવી, ને ફક્ત ઉર આનંદજ મહીં
જગો ભાગી થાવું, સતપુરૂષને તો નિજવ્યથા
વલોવી સૌ સામે નિજસકળનો સાદ ધરવાં.
ગયા સિંધુ કેરે, મથન કરવા દેવદનુજો,
વિલોપી મેરૂથી' જલધિજલનાં રત્ન અમૂલાં
અતિ રત્નથા, નાસ્યા, તહાં જ વિષ હાલાહલ ચડયું,
દિશાઓ ઘેરીને પ્રલયપૂર જેવું ઉમટિયું,
અને રત્નોઘેલા સુરઅસુરથી ના વળી શકયું!
ઉમાશૃંગથી ત્યાં શિવ ઉતરિયા સંયમ વ્રતી
અને એકીઘૂંટે વિષ ઘટઘટાવ્યાં જગતને
સુરક્ષ્યું, ને પૂંઠે અમૃત મળ્યા તેની નવ તમા!
મળીને આજે યે સુરઅસુર આ માનવતણા
રિશાળા સિંધુનું મથન કરતા સ્વસ્વહિતથી.
મળ્યાં રત્નો કે ના કોણ કહેશે? કિંતુ દિસતાં
વિષો ઘોડાપુરે જગ ઉભરતાં તે જિરવવા
બજુ શેં એકાકી મનુજતણું? તો યે પ્રરજ્થી
ધરે હોઠે ગાંધી સ્મિત ફરકતે સંયમવ્રતી,
તરે! તારે? પંડે, જગત! વિષ દેવ જવું પડે
યથાં 'ઓસે પૂર્વે' સુકતુકર પ્યાલી વિખ તણી
દિધી, ને ઘેલૂડી પ્રભુપ્રણયમાં પાણુ ધરતી
સુકંઠા મીરાંને દિધ વિષકટોરી નૃપતિએ,
ન એવું ગાંધીને,—નિજ નજર તણી ચલવીને
લિયે ગોતી એ તો વિષાર્દ્રદયપ્યાલા, વિષ ચૂસી.

ભરી દે પાછા એ ઉરઅમૃત પૂરી નિજ તણું,
અસતપુંજો, હિંસાદવ, હૃદયને બાળી દમતા,
વિકારો વંટોળી ઉર વિમલ વીંખે જ. શતધા, ;
ગરીબી પાતાળે- જન સબડતાં કોટિ કીચડે,
સ્વધર્મોના ભેદો જગત અસહિષ્ણુ લડી મરે ;
પછી શેં જાગેલુ હૃદય ક્ષણ જંપી પણ શકે ?
અને શેં એકાકી દુર કરી શકે પાપઢગલાં ?
વીણી વીણી ફેંકી દઈ ભીતરના ક્ષુદ્ર વિષયો
ઉભા ગાંધી પંડે સહન કરવા સત્યવિતકો
ઘવ ચું જ્યાં કિંચિત્ સત, જખમ ગાંધી ઉર થયો.

નિચોવાયું હૈયુ, કહીં જરી ય જો પ્રેમ દુભવ્યો,
ગરીબીથી કંપી નિજ જીવન નિષ્કિંચન કર્યું;
ઉંચાનીચા ભેદે થરથરી, લીધુ દીનપડખું.
શકે કો એકાકી હૃદય, સહ્યું એથી કંઇ ગણુ
પથારી જે ભીષ્મે સમરભિચ પૂર્વે રચી હતી
સદા ગાંધીને તે મરણ શરશય્યા પર સૂવું !
જીવનભર એ શેં જીરવવું ?
'અરે શાને સાધો ! તસુતસુ ઘટે મીત ?' જગ કહે,
વદે સાધુ : તાં કાં તસુ તસુ તમે સત્ય હુંદતાં ?
અ રે રે ! નાનાં શો જખમ પડતાં સત્ય ઉરને
કરી ત્યાં લાખોની રૂજ સરિખડાંની ઉર વ્યથા !
નિસાસો દે જંપી સત ઘડીક, એથી જગતનાં

હજારો હું જોવા મરણ અભિનન્દે વરહ એઃ
મર્યે ત્યારે જાણ્યુ કયમ, ઉગરશે સત્ય? મરણે
હું જોવાને, એનું હૃદય રુઝશે એ ન બસ શું?
ઘણુંએ જીવીને સત હૃદય ઠાર્યું મરણથી
અને કૈંએ, આજ નહિ જ અભિનન્દી જીવનને
ન કૈં વન્દી મૃત્યુ, પણ ઉભય કેરી સમતુલા
રમી સામંજસ્યે ઇહ શરીરમાં બેય બળને
ધરી, જાળે ગાંધી પરમ સતમાં ને ક્ષણક્ષણે
હિંસે આયુ હીલા જીવનમરણોમાં હિંચકતી.
હજારો બીજા કૈં ધરતી પર કમ્મા સૂરજની
કરે ધ્રૂસકે રોવું તદપિ ન શમે, અંતર વ્યથા
તણા જ્વાળામુખી પ્રલયપળ ઝખે અધીર મૈં,
તને મારે કહેવું કવિજન અરે તે સમયના
અમારી સામે તૂં નજર કરવી રે ન ચુકજે
જમાને તારે જગત – ઉર – લાવા સળગતા
ઉરે પોતા કેરે હસી ઠલવતા સતજન હો,
કવિ! તો રોકીને જીવન નિજ ગાજે જગજનો
ફિરાવી સંતોના હૃદય કુરબાની પછીથી
તમે ગાશો ગાથા, રમત ક્રૂર એવી શિહરમાં?
ન કાં પ્હેલેથી તો હૃદય પરખો સંત જનના?
અમે આજે ગાતા ઇશુની કુરબાની, બસ થયુ!
ને કાલે ગાંધીની જીવન બલિ ગાથા કવિશ તું!

ઉમાશંકર જોષી

(૨૬)

# ત્રિવેણીસંગમે.

હજારો માનવી ટોળે મળી મધ્યાહનને સમે
પધરાવે બાપુનાં અસ્થિ ત્રિવેણી તીર્થ સંગમે.

અસ્થિને તીર્થમાં નાખી ના થવું ઘટે,
વેરની ભાવના ભાંગે ત્યારે રોગ ખરો મટે

ગંગા ને યમુના જેવા હિન્દુ ને મુસ્લિમો નદ
સરસ્વતી લુપ્ત જેમ લઘુજ જે હશે કદ,—

ભિન્નત્વ ખોઇને સર્વ થશે જ્યારે મહારસ,
બાપુના અસ્થિ નાખ્યાનો ખરો ત્યારે મળે જસ.

પવિત્ર તીર્થને સ્થાને પ્રવાહે અસ્થિ છોળળે,
પ્રજાસંગમ જો ના, તો ક્યાંથીરે, હાડ ઓગળે!

-ચંપકલાલ વ્યાસ.

(૨૭)

# માનવતાનો મહારાજા!

હે સન્ત! અમર તુજ નામ થયું,
હે ગાંધી! અમર તુજ કામ થયું! ટેક–
તું સન્તનનો શિરતાજ હતો,
તું માનવતાનો મહારાજા હતો,
તુજ જન્મ ભારતકાજ હતો:
તુજથી નહીં હિન્દ ગુલામ રહ્યું!
તું દુર્બળજનનો દાસ હતો,
તુજમાં સહુનો વિશ્વાસ હતો,
તું ભારતમાનો શ્વાસ હતો:
તુજથી એ સ્વાધીન ધામ થયું!
તુજ પગલે જ્યાં અમૃત ઝરતાં,
તુજ પગલે જ્યાં ફુલડાં ખરતાં,
પણ અમર ભૂમિ તું પરવરતાં;
સહુ શાંત અને સુમસામ થયું!
સૂતો તું જઈ યમુના ઘાટે,
થાકેલો ચિર શાંતિ માટે,
પણ વિરાટ ભસ્મ થકી જાગે:
તહીં ઐક્ય રહીમ ને રામ થયું!
તુજ મૃત્યુ થકી આ વિશ્વવિષે,
આજે છાયો અન્ધાર દિસે,
પણ પ્રકાશ નૂતન ઝળહળશે:
તુજ જીવન પુનિત ગાન થયું!

અહીં કાલતણી રેતી ઉપરે, ૬
તુજ પગલાં પાવનકારી પડે,
એમાંથી જીવન શક્તિ જડે:
ઇતિહાસે અમર તુજ નામ થયું!
વીર મૃત્યુને કાજ ન ક્રંદન હો!
તુજને લાખો અભિનન્દન હો!
તુજને શત કોટિ વન્દન હો!
'જય ગાંધી' અમર તુજ નામ થયું!

—જનાર્દન પ્રભાસ્કર.

[૨૮]

## વંદના.

૧

દેવો અને દાનવ જંગ ખેલ્યા,
ઇન્દ્રાસને ડોલ્યું, ગયા વિસામા;
ત્યારે દધીચી ઋષિ હાડ ગાળે,
રે વજ્ર, દેવેન્દ્ર દુઃખો વિદારે.

૨

ખૂણે ખૂણે વ્યાપી ગુલામી કાળી,
ના હિંદને કો છૂટવાની બારી;
ગાળી તને દહે, વરાળી મુક્તિ,
'બાપુ' તને આજ વિદાય લીધી.*

—રમણીકલાલ દલાલ.

*'બાપુજી'ના દેહોત્સર્ગ પ્રસંગે + તા. ૩૦-૧-૧૯૪૮.

(૨૯)

# અવિચળ અજવાળું.

વૈષ્ણવ જનમાં હરિજનમાં હું હરજનમાં બાપુ ભાળું;
એનું સત્ય અહિંસા સ્નેહે અવિચળ અજવાળું.

ઘડી ઘડી દુનિયામાં આજે હિંસાનાં ત્રંબાળું;
શાશ્વત શાંતિશબ્દ સુણાવે એનું વચન રૂપાળું.

જીવન છે જગનું માયાવી, જગ છે માયાજાળું;
એ માયામાં બ્રહ્મ બિરાજે, દીધું જ્ઞાન નિરાળું

જીવનનો પથ છે અહિં લાંબો, મનડું છે લટકાળું;
કર્મકુશળતા—કહેણુ કહેતું ગાંધીવેણુ કૃપાળું.

સમગ્ર જગસંચાલન કરતું તત્ત્વ કોઈ છોગાળું;
કૃષ્ણ કહો, અલ્લાહ કહો, કહો રામનામ રૂઢિયાળું.

તત્ત્વ બતાવી સત્વ હીનને દીધું ઇશ ઠેકાણું;
ક્રોધકાળું જે હૃદય હતું તે બન્યું પ્રેમહરિયાળું,

એમ પંથના યાત્રી અમર તે, અમર તેનું અજવાળું;
એજ પંથ પર ડગમગ ડગલે જગત ધપે પગપાળું.

—સરોદ

( ૩૦ )

# માનવતાનું ખૂન.

માનવની જડતાએ આજે માનવતાનું ખૂન કર્યું,
પુણ્યદયાના ઝરણુ થકી શું રક્ત તણું ત્હેં પાન કર્યું.
ઘોર ઘોર પાપોના થરથી જગતિ આખી છવાઈ'તી;
સત્ય અહિંસાના તત્વોથી પુણ્ય શુચિતા છાયી રહી.
ત્હોય અરે માનવ ત્હેં આજે માનવતાનું ખૂન કર્યું;
પુણ્યદયાના ઝરણુ થકી શું રક્ત તણું ત્હેં પાન કર્યું.
તોપ ગગડતી, તેગ ઝબકતી, ઝેરી વાયુની ઝંઝા જ્યાં,
ત્યાં ક્યાં તું સૂતો'તો નથ્થુ! સૌમ્યમૂર્તિ પર ઘાવ કર્યા.
નહી આ હિમ્મત, નથી બ્હાદુરી, હીચકારૂં ત્હેં કામ કર્યું.
પુણ્યદયાના ઝરણુ થકી શું રક્ત તણું ત્હેં પાન કર્યું.
ઘોર ગુલામી જડી શૃંખલા, રક્ત તણા એક બિન્દુ વિના,
તોડી ફગાવી; કરી ભારતી મુક્ત અને આનંદમના.
જગત તણી માનવજાતિનું હૈયું જે પર મુગ્ધ થયું,
માનવની જડતાએ એવી માનવતાનું ખૂન કર્યું.
માનવ ને માનવની વચ્ચે પ્હાડ ઊભા'તા ભેદ તણા,
રક્ત નીચોવ્યુ, ઉર વલોવ્યું, હાડ ગળ્યાં;ના રાખી મણા
દૂર કરી સહુ ભેદ કારમા, જગત પ્રભુનું પાત્ર કર્યું,
ત્હોય અરે માનવ! ત્હે આજે માનવતાનું ખૂન કર્યુ
અસત્યને અંધારે આજે માનવતા ખોવાણી'તી
સત્યની જ્યોત ચીંધી, આતતા દીપ મહીં જે જળતી'તી,

(૩૩)

# વિરાટ વામન.

[ પૃથ્વી ]

અલૌકિક પ્રચંડ રુદ્ર રૂપ સ્પર્શતું વ્યોમને,
કરે ચરણ સ્પર્શ નીમ્ન તલ વજ્ર પાતાલના;
સહસ્ર મુખગહ્વરેથી ફૂટતા પુટો વહ્નિના
જગત્ પ્રસરતું લહી સ્વરૂપ પાર્થ કંપે ભયે:
'प्रसीद जगदीश' આ નથી સહ્યું જતું નેત્રથી'
નહીં સહમ નેત્રથી થયું ? પછી કરી કેમ તે
શકે સહન આ મૃદુ હૃદય, જે ઝર્યું સંતત
ભવિષ્યગૂઢ ધ્વંસ માનવસમૂહનો ભાળતાં ?
વિરાટ બનતો પ્રભુ મલ જગત્તણો ફેંકવા
જતી પ્રસરી આંધિ ઘોર જગક્ષેત્ર સંહારમાં
થતું ગરક, પાપી કોટિ શરણે થતાં મૃત્યુને
તથાપિ મરતું ન પેલું હસતું જગત્ પાપ હા !
અને થઇ વિરાટ વામનસ્વરૂપ સંસારનાં
તિમિર મહીં જ્યોતિપૂર અણુમૂલ રેલાવતો;
'અહિંસક બનો, અહિંસક' તણી અહાલેકથી
અહો! પરમ શાંતિ! શાંતિ! જય સાત્રને અર્પતો!
પ્રભો, તવ વિરાટ રૂપથી દીઠું વડું વામણું !

—શ્રી નટવર દેસાઇ.

( ૩૪ )

# પૂજ્ય મહાત્મા ગાંધી.

હિંદ ભૂમિ ભરમાં ફર્યો રખડયો ભયંકર લોમમાં,
પણ સત્ય, અહિંસા, પ્રેમનો જોયો કદી ના વિશ્વમાં:
હિંસા સામે અહિંસા વડે જીત્યા સર્વે તેં શત્રુને,
શોભાવીયું તુજ નામ છેવટ વિશ્વની ભૂમિ પરે. (૧)

તારી અહિંસા, આત્મ શકિતથી, થયો વીર એકલો તું,
સુખ સગવડમાં જન્મી અને દુઃખી બહુ થવા દમ્યો તું;
દુઃખ ભર્યા આ સંસારમાં જોઇ પીડાતા માનવો,
આકરા તેં બહુ તપ કર્યા નિજ દેહને વળી તું દમ્યો. (૨)

વિશ્વની સર્વ માયા મહીં ઉગાર્યું જીવન તુજ સત્યથી,
સત્ય જીવ્યો, સત્ય બોલ્યો, સત્ય કર્યું તે અહિંસાથકી:
પામ્યો મૃત્યુ ને તું વળી, મૃત્યુ તું પામ્યો દિલ્હીમાં,
પણ તું રહ્યો દેવી પદે, યાદ રહી સ્મૃતિ વિશ્વમાં. (૩)

માતા સમી માની ભારતી, સત્ય સમા મનને મથી,
સરખામણી શોધી વળ્યો હુ, ઇતિહાસ પાને ના જડી.

—શ્રી વિનોદ ગાંધી.

(૩૫)

# વિભીષણ તુફાનમાં.

નિછાવરી હતી ગુલામીની અનલ્પ, સ્વાતંત્ર્યનું
તદા સ્વપન તેં દઈ, કરિયું સત્ય એ સોણલું,
અનેક જણ આવી, તારકકણી લઈ તહારા
અખૂટ નિધિથો અકાલ અનુપા જીત્યા નામન;
અનીહ, અભિમાની હું ભટકીને મનસ્તાપથી
બળી અવ વળ્યો-મળે તનિક પ્રેરણાદાન કે.
પરંતુ દિલ ભીતિથી ધબધબે: કરે સર્વને
તું તો અડર, હૈયું ભીરુ મમ કાં થતું? શું કહું?
અસંખ્ય રતને જડયા મહલમાં યદા રંકને
જવા તક મળે, અને વિકલ ચક્ષુ તેનાં થતાં,
તથા તવ પ્રકાશમાં અબુધ અંધ હૈયું બને.
બધાં જીવનક્ષેત્રમાં ર્સ્પર્શે મહત્તાતણાં
કરાવી દીધ એહવાં, અજનિ એકમાં યે શકું
કરી હું કંઈ—કલ્પના થરથરે, મહેચ્છા બધી
શમે. ઉમટતા અદભ્ર તવ તેજના સાગરે
વિના કંઈ મળે જવું પરત માહરે? ના ધરી
યદાપિ તવ પાદ પાસ મુજ પાત્ર, આશિષ આ
સુધન્ય દિન ચાચું તો? ન અતપરકંપે દેવનો
અનુગ્રહ થતો? ચૂમે નયન-પલ્લવો રંકનાં
ન શું સ્વપન-બિન્દુઓ? જીવન છો ન સોહામણું,
મળે મરણ ના મને મધુર?-એટલો યોગ્ય ના?

મહામહિમા ના થવું—
લહેરવું લઈ કુસુમગલ પ્રભાત—શી ચૂંદડી
ધરી લલિત લાસ્યમાં, રજત—ભક્ષતી કારમી
હુતાશનિની રક્તશ્યામ સજી સાડી, લક્ષાવધિ
શબો અવ હણાય જે જીવનનાં કરે તે પરે
કૃતાંડવ પિશાચિની ધરતી, ત્યાં કદી શીતળી
કરું હું શમતા—ન એ બળ, બને પ્રચંડાંશુના
યદા અફલ, આભઆવરત કાળ—અંધારની
ભૂતાવળ વિખેરવા, સકળ તેજ, આ રંકની
બને, અબુધ જિન્દગી, સ્વપ્ન મીંડડાં શા બધાં
બિસાત તવ શી ભલા ?—
થશે અબઘડી અશેષ બળી કાળ-નિશ્વાસમાં
જીવે ય નહિ પાણીપોચું દિલ મોહિરો ધૂમતા
બિભીષણ તુફાનમાં પલકારે, છતાં વાંચ્છના—
ધૂંધાતા વૈ-નસ્યે મધુપ-વિસરિયાં કો'ક હૈયે ઝરી-શી
અંધારે છાંડી-ઇન્સાનિયતતણી મિચાયેલ નિષ્પ્રાણ આંખે
ઘડી ઝબક—રેખ એક પલકાવી બીજી પળે
કરું અમર મૃત્યુ તો જીવનમૃત્યુની ના તમા.
દરિદ્ર તું, છતાં ભર્યો અતુલ, બાપુ, તારો નિધિ;
શુભા શેષ ન અ જ રંક શિશુને મળે આટલી ?

પ્રો. ગિરિન ઝવેરી.

( ૩૬ )

# વિશ્વસંતની વિદાય.

એ હિંદ ! આજ તારી તમન્ના તુટી ગઇ,
આશા અચળ અમારી સામટી ખુટી ગઇ :
નેતાઓ તણી ભલભલા હિંમત છુટી ગઇ,
જ્યારે હયાતી રાષ્ટ્રપિતાની ઉઠી ગઇ !

સૂર્યાસ્ત પહેલાં બધે ફેલી ગઈ ખબર,
કે શોકની જગતની ઘુંઘટમાં વસી ગઇ,
કોને હશે ન રંજ થયો હાય? આ ક્ષણે,
જેના પ્રવેશ સાથ એ ઘટના બની ગઇ !

કંપી ઊઠયા પહાડ, કોઇ મ્હેલ ને મકાન,
કો એવી અકસ્માતની વિજળી પડી ગઇ !
જલસા જલૂસમાં ન રહ્યા રંગ રાગ છે,
ચાવીમાં હવાયાંત્રની શંકા રહી ગઇ;
સરદાર જવાહર તણા અવાજ ખિન્ન છે,
ને હોશ ઓશિયાળી સમી છે બની ગઇ:
બોલાય જીભથી નહિ તે બોલવું પડે,
શબ્દો તણીય છેક છે શકિત ઘટી ગઇ:
વરસોની તપશ્ચર્યા ફળી, આજ હાલમાં !
શ્રદ્ધા ! ફરેબ કયાંય સુખી પાથરી ગઇ ?

શરમિંદગી ભરી અમારી દાસ્તાન છે,
પાત્રે સુવર્ણ લોહ મેખ છે રહી ગઇ:
આવેશ તણા અંશનો ન સ્પર્શ જેહને,
હિંસા અભદ્ર નેહને છે આંચકી ગઇ.
ભૂલી જશે ન હિંદ તને અલ્પ કાળમાં,
યુગનાયકી જેને હતી જગની વરી
બળતી હતી જ્યારે ચિતા યમુનોપકંઠમાં
ત્યારે મુખે "પતીલ" આહ નીકળી ગઇ!

—"પતીલ"

( ૩૭ )

## અવધૂત.

ચાલ્યો જાય, ચાલ્યો જાય, ચાલ્યો જાય,
રોકયો ના રોકાય — ચાલ્યો જાય.
એક અવધૂત ચાલ્યો જાય.

કાયા સોટી
હીન લંગોટી
તોય જડે નહિ જગમાં જોડી
મોટી મોટી ફાળે દોડયો જાય
એની ચાલે ચાલે ફૂલનાં બિછાનાં બિછાય
વણ માગેલા ધનના ઢગલા એની સામે થાય
તો યે એનું દુઃખ દુનિયાને
સમજ્યું ના સમજાય—ચાલ્યો જાય

અંતરના અંગારે એણે ધૂણી ધીખતી રાખી
પીડિતોનો પુણ્યશ્લોક એ વંદે અવની આખી
સ્હેજે પામ્યો ન પમાય—એ ચાલ્યો જાય.

દેવ પૃથ્વી પર ઉતર્યો ટાણે
સ્વતંત્રતાનો સર્જક જાણે
પરના સુખે સુખી
પરના દુઃખે દુઃખી
ચાલ્યો જાય—ચાલ્યો જાય.

કંટક છાયા પંથ કારમે, ધાર્યો ધાયે, જાય
તેત્રીશ કોટિ દેવ એના રક્ષણ કાજે ધાય
લોહી નીતરતા ચરણો
એનું મુક્ત હાસ્ય મલકાય
ચાલ્યો જાય—

રોક્યો ના રોકાય,
એક અવધૂત ચાલ્યો જાય.

શ્રી અવિનાશ વ્યાસ

( ૩૮ )

# ધન્ય પુત્ર !

અમર થયુ એ કર્મકુટુંબ
અમર થયા એ માતપિતા,
અમર થઇ એ ભારતભૂમિ જ્યાં
ગાંધી સરખા સંત વસ્યા.

અમર હિસે એ જીવન સારૂં ઉછળે સેવાની જ્યાં રેલ,
અમર બની એ ભારતમૈયા જેનો પુત્ર મનુજબનેલ.

હોંશે દેશની કર્મ-કાવડિયે માત કાજે ઘૂમ્યો વીર,
સત્ય તીર્થ-યાત્રાના ક્ષેત્રે ન્હાયો ધર્મસરીતા નીર

સત્ય અહિંસા ત્યાગ પ્રેમની ઐકય સાધના અપરંપાર,
સેવા માનવજાતે કરવા પામ્યો જે જીવનનો સાર,

જગમાં યુદ્ધ તાસિરના જોરે માનવનૈયા, પતિત બને,
વિશ્વભૂમિનુ તારણ કરવા અહિંસા-ધર્મની મૂર્તિ વદે

દેશનગ્નતાની પશુતામાં માનવતા સંચાર સલિલ
ધન્ય જીવન એ સંતગાંધીનું, ધન્ય ધન્ય એ તારણહાર

જગ માનવની સેવા કાજે સંતજીવનનું નૂર અતૂર,
ધન્ય જીવન એ 'બાપુ' નામનું, ધન્ય પુત્ર જગતિના નૂર.

—મધુરમ.

(૩૯)

# બાપુનું મૃત્યુ-મંથન

"ભલુ" હજો તારૂં સદાય, ભાઈ!
થયો તું તો મૃત્યુ નિમિત્ત માત્ર!
ગાંધી ઉરે રોષ ઘટે ન તેને—
ક્ષમા-સમુદ્રે ક્યહીં વૈર જ્વાલા?
આ અગ્નિ-ફૂલો ત્રણ, ફૂલ જેવાં
ગણીશ, બંધુ-દીધ મોંઘી ભેટ
સેવા નિમિત્તે, લહ્યું જેમ પૂર્વે
રે ભાઈના સ્નેહનું ચિન્હ, જાતાં
આ દાંત—

રે મૃત્યુનો શો ભય ગાંધી હૈયે?
જે મૃત્યુનાં અમૃત પી ચૂકેલ.
વિકૃતિ તો જીવન, મૃત્યુધર્મ
લહ્યો, રહ્યો બાકી શું ધર્મમર્મ!
છતાં ય આ આખરની ક્ષણોમાં
દ્રવી જતું ઉર, ન સ્વાર્થ-દુઃખે
કિન્તુ પરાર્થે, વપુનાશ થાતાં
રે વિશ્વસેવા નવ થાય—દુઃખ!
મુક્તાત્મને દુઃખ ન કોઈ વાતે.
સાત્ત્વિક લિપ્સા સહજે છૂટે ના.
વિધિ-દીધું. પ્રેર્યે પ્રભુ—પ્રભાએ

આયુષ્ય ગાળ્યુ જનતા—હિતાર્થે.
શયતાન—ગાંધી પર ગોળી ચાલે,
ના સાચનો ગાંધી મરે યુગાન્તે.
શરીરથી, ના મનથી મરીશ,
કરોડના આત્મ મહીં જીવીશ.
પુરા ઈશુ, સુક્રતુ ને મહાવીર
રે સત્યને જીવન આપવાને
દઈ દીધાં જીવન, સત્ય જીત્યું,
આનંદથી આદ્યગૃહે પળ્યા એ.
ગાંધી જતાં દુઃખ કશું ? રડો ના,
મૃત્યુ તણી મંગલતા હણો મા.
થયુ થવાનુ, નવ થાય અન્યથા,
રે આંસુ ને કલેશ કથા સહુ વૃથા.
સદા થજો શુભ, ભૂલેલ ભાઇ !
કર્યું શુ તેની નહિ બૂઝ માત્ર,
અજ્ઞાનની હોય ક્ષમા, દયામય !
છો લાખ મારા સમ પામતા ક્ષય,
'હે રામ'! હો સત્ય તણો સદા જય".

—અનામી.

( ૪૭ )

# સાચો મોહન.

શુભમૂર્તિ ગાંધી-બાપુની, કથા મઝાની કહું,
સત્ય અહિંસાનું મહિમામય, ગાઉં ગીત ભલું.—૧
કિશોર મોહનના જીવનના, પંદર બાદરવા,
વિત્યા'તા; એ કિશોર વયની, કથા સુમંગળ આ.—૨
કુમળી વયમાં મળ્યો મિત્રને, બુદ્ધિ મૂર્છિત બની;
સંગ-દોષ પેઠો જીવનમાં, આંખ વિષે જયમ કણી.—૩
બીડીની ભુંડી આદતનો, શિકાર હું થઇ પડયો;
અને રઝળતાં ઠૂંઠા ચોરી, ખોટે ચાળે ચઢયો.—૪
ચોરીમાં આ પહેલું પગલું, ભરતા દીધું ભરી;
બીજે, ચાકરના પૈસાની, અઘટિત ચોરી કરી.—૫
ત્રીજું પગલું બે ટરતાં યે, અદકા દોષે ભર્યું;
કુસંગ-રાહુએ, હા ! કેવું અંધારું પાથર્યું—૬
વચટ સહોદરના ને મારા દિલમાં પાપ વસ્યું;
અલ્પ ચોરીએ અભડાયું મન, મોટીમાં એ ફસ્યું.—૭
માંસાહારી બાંધવ મારા, દેવું કરતા રહ્યા,
અને નિવારણ કરવા એનું લેળા બન્ને ભળ્યા.—૮
ક્રમે ક્રમે ઋણ માથે વાધ્યું; પચ્ચીસ રૂપિયા થયું;
કેમ કરી ઋણ મુકત થવું ?—એ ચિંતાએ મન ગ્રહ્યું.—૯
સહોદરે પહેર્યું'તું હાથે કંચન કેરુ કડું;
દોષાતુર મન કડું કાપવા તરત થયું હા ! ખડું.—૧૦

જરાક અમથો કટકો એવો ઋણ સંકટ મા હરે,
એમ વિચારી બેઉ જણે થઇ કડું કાપિયું અરે!—૧૧
કડું કપાયું, કરજ ભરાયું, ગૂંચ ગઇ ઉકલી;
એક મટી ત્યાં અન્ય પડી, હા! દિલની ગૂંચ વડી.....૧૨
મારા હાથે હીન કર્મ આ, અરરર! કેમજ થયું?
ચોર બન્યો હું? રામ! રામ! મુજ સત્ય ગયું રે ગયું—૧૩
ઠગ્યા પિતા પરમેશ્વર ઠગિયા, હૈયું ડંખી રહ્યું;
એક અનિષ્ટ બીજાને લાવે, જ્ઞાન ભલું એ થયું.—૧૪
પડયા છતાં ચઢવું જીવનમાં, પુરુષાતન એ ખરું;
"ચોર બનું ના, ચોરી કરું ના" મંગલ નિશ્ચય કરું.—૧૫
એક બીજો શુભ નિશ્ચય સાથે મન-શુદ્ધિનો કરું;
ચોરીનો એકરાર પિતાની આગળ નિધડક ધરું.—૧૬
સત્ય પ્રગટશે પિતા કોપશે, બીક ન એવી જરી,
સ્વપ્ને પણ ના હાથ ઉપાડયો, મહા મના મોવડી!—૧૭
તોયે બીક નિરાળી, મારા મનને વ્યાકુલ કરે;
રખે પિતાજી શોકમગ્ન થઈ, સ્વયં સજા નોતરે.—૧૮
સ્વયં સજા ભોગવશે શું? એ દુશ્ચિન્તા મન ઊઠે;
કિન્તુ દોષ કબુલ્યા વિણ, ના શુદ્ધ સત્ય જ રૂઠે!—૧૯
આ કરવું, આ ના કરવું એ દ્વિધા ઘડીક થઇ પડે,
ચિન્તા શેં જીવ? મનશુદ્ધિમાં, જીવન અમૃત જડે.—૨૦
આમ મનોમન્થનને અંતે, ચિઠ્ઠી નાની રચી;
હાથો હાથ પિતાને આપી; સાચી વાત જ લખી.—૨૧
"પૂજ્ય પિતાજી! હું અપરાધિ, ભૂંડી ચોરી કરી;
ન કરવાનું કાર્ય કર્યું મેં, કીર્તિ ઝાંખી કરી.—૨૨

મારો દોષ સજા ચ સુજને, ભલે પિતાજી કરો;
એક વિનંતી મારા દિલની! કિન્તુ દિલમાં ધરો.–૨૩
પુત્ર વિષે તમ વિશાળ હૈયે અઢળક હેત જ વહે;
તોય ખમજો મારા વાંકે, સજા તમે—ના તમે.–૨૪
કરું પ્રતિજ્ઞા રામનામ લઈ, પાર કરો શ્રી હરિ;
'હવે ન જીવનભરમાં આવો, દોષ કરુ હું ફરી'–૨૫
નાની શી આ ચિઠ્ઠી દેતાં, અંતર ઉછળી રહ્યું;
હૈયું ધ્રૂજ્યું, હાથ ધ્રૂજ્યા, સ્મરું—હજી યે સ્મરું.–૨૬
તાત બિમાર હતા એ વેળા, દર્દ ભગંદર થકી;
સૂતા'તા એ પાટ ઉપર જ્યાં, હું જઈ બેઠો તહીં.–૨૭
ચિઠ્ઠી ખોલી, શબ્દ ઉકેલ્યા, હૈયું હાથ ન રહ્યું;
આંખોથી મોતી–બિન્દુનું ઝરણું, હા! વિસર્યું –૨૮
ટપક ટપક મોતીના ટીપાં, ચિઠ્ઠી ભીજવી રહ્યાં;
પળભર નયન પિતાએ મીંચ્યાં, ઊંડા ઉતરી ગયાં–૨૯
ડીક રહી ચિઠ્ઠી ફાડીને, પાછા લેટી ગયા;
ડવો ઘૂંટડો આંખ મીંચીને, જાણે એ પી રહ્યા.–૩૦
ંગો મર્માઘાત્ નિહાળી, રોમે રોમે રડયો;
ડયુ હૃદય, લોચનિયાં રોયાં, પાવન થઇ હું રહ્યો–૩૧
મરણ સુકોમળ પિતા–પ્રભુનું જીવન મંગલ ખરે!
મર ચિત્ર એ આ ઘડીયે મુજ, આંખો સામે તરે.–૩૨
ઉં ચિતારો તો હું મારી પીંછી-રંગે ભરું;
મણું, સૌમ્ય, રસોજ્જવલ એવું, ચિત્ર વિરલ ચિતરું.–૩૩
તી બિન્દુ તીર્થરૂપનાં, પ્રેમબાણુ થઇ પડયાં;
ધી શુદ્ધ કરી મમ અંતર, રમી હૃદયમાં રહ્યાં.–૩૪

પ્રેમ પદારથ આતો મીઠો, અનુભવીઓને મળે;
"રામબાણું વાગે તે જાણે", ભકતો સાચું ભણે !–૩૫
પિતા પુત્ર વત્સલને હૈયું, હતું હિમાલય સમું;
પ્રેમ અમી વર્ષન્ત પિતાને, નમ્યું હૃદયથી નમ્યું –૩૬
પ્રસંગ આ મારા જીવનમાં, પુણ્ય પરવ થઇ રહ્યો;
શુદ્ધ અહિંસાનો અણમૂલો, પાઠ મઝાનો થયો.–૩૭
ત્યારે એમાં પિતા–પ્રેમનું, પવિત્ર દર્શન કર્યું;
એથી અદકું ભલે ન દીઠું, ઊંડે ઊંડે ભર્યું !–૩૮
આજે આ અનુભવની વાણી, શ્રદ્ધાથી ઉચ્ચરું;
ગંગાજળ શું નિર્મળ એમાં, તત્ત્વ અહિંસા ભર્યું !–૩૯
સ્પર્શમણિનો સ્પર્શથતાં સૌ, કંચન રૂપજ ધરે,
સભર અહિંસા વ્યાપે ત્યારે સૌને સ્પર્શી રહે–૪૦
પુત્રી પ્રભુની પ્રેમશકિત એ, વિશ્વે જો અવતરે;
અપાર શકિત જગકલ્યાણી, શાં અચરજ ના કરે?–૪૧
ધાર્યું" તું મેં પિતા કોપશે, કડણ વચન બોલશે;
કદાચ પોતે માથું કૂટી, દુઃખમાં ડૂબી જશે.–૪૨
સ્વભાવને વશ રાખી કિન્તું, શાન્તિ રાખી રહ્યા;
સ્વેચ્છાએ મેં ભૂલ કબૂલી, તેથી સુખીયા થયા.–૪૩
દોષ નિખાલસ દિલે કબૂલી, ફરી ન આચરવા;
કરે પ્રતિજ્ઞા, તે પસ્તાવો—નિર્મલતમ કરતા.–૪૪
એકરારની નરી સરલતા, પિતા હૃદયમાં વસી;
મહાપ્રેમ વાધ્યો ને હૈયું, રહ્યું મધુરું હસી !–૪૫
નિર્ભય ને નિશ્ચિંત થયા એ, શંકા સર્વે ટળી;
મારા જીવન વિષે પિતાની, મંગળ આશિષ મળી !–૪૬

મધુર સુગંધિત પુષ્પ સમી આ, કથની સુરખી ભરી;
જીવનમાં નવજીવન ભરતી, સાચા મોહન તણી.—૪૭
નાનું બીજ વિકસતાં જેવું, વૃક્ષ વિશાળ બને;
કિશોર મોહન—બાપુ ગાંધી, બની રહ્યા આ સમે.—૪૮
સૂની પડી સંસ્કાર શિલાઓ, મન—મંદિર ની મહીં;
ધન્ય પળે હો' થતી અહલ્યા, રામ ચરણુને ગ્રહી !—૪૯
સત્ય અહિંસા પરમ પદારથ, સભરસ, જીવન તણું
એવા ભવ્ય તપસ્વી ડોસા, ઘણું જીવો રે ઘણું !—૫૦

—ચીમનલાલ પ્રા. ભટ્ટ.

( ૫૧ )

## ઉઠજે માડી ! છૈયો આવે !

ઉઠજે માડી !
છૈયો આવે !

ત્રીસ કોટી દીવડા જેવાં છૈયા તારા
તેમાં દીપે સૂરજ સરખો, નમણો, નાનો
સાચો ઘેલો, અહિંસા ન, પાઠે પૂરો
ગરીબડાંનો બેલી સાચો
તારાં દુઃખે હૈયે દાઝયો
માનવીઓના પાપે લાજ્યો

નહિ બળવંતો,
પણ કંપવતો આત્મ પ્રતાપે, ચારિત્રબળથી
સ્વજપતપથી

પાપ ભરેલી દુનિયા સારી,
નિજ માતાના યશની ગાથા, સતની કહાણી
જગને આપી

માડી ! તારો, આવે આજે,
ફકીર બેટો !
કહેજે તારાં બાલુડાંને :
ઉઠજો છૈયા ! જોગી આવે, અવધૂત આવે
દુનિયા કેરો તારો આવે, પાપોનો પીનારો આવે
સ્નેહામૃત પાનારો આવે
જેણે દીધાં સ્વમાન તમને,
જેણે પાયાં સ્વતંત્રતાના અમૃત-ઝરણાં
આત્મ ત્યાગના અમોલ પાઠો શીખાવ્યા જેણે,

એવો આવે,
એની માની કૂખ દીપવતો
એની માની કૂખ દીપવતો,
ભાઈ તમારો માનવ ઘેલો,
સત્કારો હૈયાંને હેતે, વરસાવો પુષ્પોની વૃષ્ટિ
સાધુ તમારો થાકયો પાકયો,
સાગર સરખો વિશાળ આત્મન

આવે પાછો આંગણુ આપણુ
જો જો ચુકતાં અમોલ પળ આ
દેવોને પણ દુર્લભ એવાં
દેજો અંતરને ઊંડેથી, આદરમાન અનેરા અદ્‌ભૂત!

ત્રીસ કોટી સૌ બાળક મારા !
એક જ કંઠે, એક જ હૈયે, ગગન ગજવશે
'દીર્ઘાયુ એ જોગી થાજો
દીર્ઘાયુ એ અવધૂત રહેજો
દીર્ઘાયુ એ પયગંબર હોજો !'
કો કહેશે
એ બેટો તારો
આવ્યો પાછો ખાલી હાથે
કો કહેશે
એ અવધૂત તારો
લેવાનું તે કશું ન લાવ્યો
મુંઝાઇશ મા, માડી ! તું ક્ષણભર
ન્હોતો લેવા વીસર્યો જોગી—
દેવા સર્જાયો એ સાધુ
'લેવાથી નહિ કાંઇએ લાધે,
દેવાથી જ બધુંયે મળશે'
વેરાગીના વેણુ જ એવાં
દેવા નીકળ્યો અદ્‌ભૂત રત્નો ઝોળી ભરીને
દીધી સુજનતા. કટુ વચનને શ્રવણ કરીને,
દીધાં મીઠડાં વેણુ મનુજને;
વિષ પી પીને અમૃત દીધાં-
અસત્ય ને હિંસાને સામે
સત્ય સનાતન-સર્જન જૂનો અહિંસા ધર્મ

અર્પી દીધાં નિજ અરિ દલને.
દઈ દઈને આવે જોગી
માડી! તારાં બાલુડાંને કહી દીજે તું:
'સ્વતંત્રતાનાં પૂનિત પગલાં
આ ધરતીમાં ફરી પાથરવા,
માનવતાનાં સૌ દુઃખો હરવા,
સાધુ આવી ધરશે ઝોળી;
જોગી જે માગે તે દેજો;
જો જો ડગ પાછાં નવ ભરજો,
અવસર આવ્યો ચાલ્યો જાશે
પાછો આવે કે નહિ આવે
જો જો ડગ પાછાં નવ ભરજો
જોગી જે માગે તે દેજો!'
ઉઠજે માડી!
ઉઠજો ભાંડું!
ગગન ગજવશું, ધૂમ મચવશું
જગત જગાવશું
'આજ આપણો જોગી આવે!
સાધુનો એ સાધુ આવે!
સત્ય તણો પયગંબર આવે!'

—ધનસુખલાલ મહેતા.

( ૪૨ )

# યુગપુરુષ બાપુ.

( ૧ )

યુગપુરુષ એ બાપુ ભવ્ય હિમગિરિ સમા;
પતિતપાવની જેવી વહી જીવન જાન્હવી.
તપતી દલિતો ત્રાસે જીસસ જેમ દાઝતી,
બુદ્ધ શી જીવનગાથા કરુણા પ્રેમથી ભરી.
ગીતા ગાઈ અનાશક્તિ કર્મપંથ ઉજાળતી,
જુલ્મો અસત્ય અન્યાય વિદારવા ઝઝૂમતી.
સૂણી સાદ નવા પ્રાણે મુડદાં મરદો થતા,
સ્પર્શે બાપુ તણા, મર્ણ આવ્યું અમર શું થવા ?

( ૨ )

ત્રાસ્યાં પાપે કૂડ કપટ ને વેરથી જૂઠ આશા,
વિમાસે પ્રાશ્ચિત અગ્નિકૂપે છે ય શોણિત સ્નાને !
વ્યાપ્યું હૈયે જલન લીધ તે કાજ બંદુક ગોળા,
લાધી શાંતિ નહિં, જગ બધું ઘૂમી, થાકી ગયા, ને
આવ્યા મા'ત્મા સમિપ સકલ ત્રાહી ત્રાહી કરંતા;
દીધો શ્રીરામ મંત્ર વળી લોહી સહુ પાપ ધોવા.
આખ્યાયિકા નીલકંઠ તણી અપવાદે રહી ના,
મૃત્યુ વેદી પર બલિ ભૂમિ ખંડિતા સાધવા ના !

તા. ૨૮-૨-૪૮ —શારદાપ્રસાદ વર્મા.

( ૪૭ )

# જ્યોતિર્ધર.

શેષનાગ પાતાળે પોઢયો, અને ઝબકીને જાગ્યો
જાગ્યો, જાગી ફેણ પછાડી, એવો ધક્કો વાગ્યો
એક અવાજે ધરતી કંપિ દૂનિયા આખી ડોલી
પૃથ્વી ઉપર એકજ પળમાં અગણિત જીવ્હા બોલી
વિશ્વ છવાયું ઘોર તિમિરમાં એવી આવી આંધી
પ્રેમ પ્રચારક, સત્ય ઉપાસક ગયો મહાત્મા ગાંધી
ઝેર કટોરા અમૃત માન્યા, આગ ઉકાળી પીધી
ઘા કરનારાના ઘા ઝીલી, આશિષ એને દીધી
તારા દર્શન કાજે આજે માનવ સાગર તરસે
આંખો કોરી તોય હૃદયમાં ઉન્હા આંસુ વરસે

* * * * *

યુગ યુગના ઓ અમર જ્યોતિર્ધર, પ્રેમ અહિંસા ધારી
અણુ અણુમાં વાગી રહી છે મધુરી મુરલી તારી.

તુ બીજો અવતાર ઇશુનો
તારો જીવન સાર ઇશુનો
વાણીમાં વિસ્તાર ઈશુનો
તું જ્યોતિ ચમકાર ઇશુનો

ગંગા તારા પાય પખાળે, એવો તું અવતારી
યુગ યુગના ઓ અમર જ્યોતિર્ધર, પ્રેમ અહિંસા ધારી,
અણુ અણુમાં વાગી રહી છે મધુરી મુરલી તારી,—૧

એક અનોખું જીવન તારું
જીવન એ, નવજીવન તારું
નિત્ય હતું નવસર્જન તારું
નવું કર્યું તે ઉપવન તારું.

એ ઉપવનમાં મ્હેકી મ્હેકી કહે છે કુસુમલ ક્યારી
યુગ યુગના ઓ અમરજ્યોતિર્ધર, પ્રેમ અહિંસા ધારી,
અણુ અણુમાં વાગી રહી છે મધુરી મુરલી તારી.–૨

સંસારી અવધૂત ગાંધીજી,
ટાળી છુતાછુત ગાંધીજી,
ભારતી માના પુત ગાંધીજી,
ઓ ઈશ્વરના દૂત ગાંધીજી.

જડ જેવી ભારતમાં ફૂંકી તેં જીવન ચીંગારી,
યુગ યુગના ઓ અમર જ્યોતિર્ધર, પ્રેમ અહિંસાધારી,
અણુ અણુમાં વાગી રહી છે મધુરી મુરલી તારી.–૩

માનવતાનુ સ્મરણ કીધું
ઐક્યને માટે તર્પણ કીધું
જીવન છેલ્લે અર્પણ કીધું
પણ તારું પુરું 'પણ' કીધું.

મૃત્યુ પણ કહે છે તેં મારા મુખ પર થપ્પડ મારી
યુગ યુગના ઓ અમર જ્યોતિર્ધર, પ્રેમ અહિંસાધારી,
અણુ અણુમાં વાગી રહી છે મધુરી મુરલી તારી.–૪

યુગ જાશે, યુગના યુગ જશે
પૃથ્વી આખી પલટો ખાશે

ના .થવાનું 'શયદા' થાશે
તો પણ શું આ જ્યોત બુઝાશે ?

થાશે તારી જ્યોતિ મહીથી લાખો ઝંડાધારી
યુગ યુગના ઓ અમર જ્યોતિર્ધર, પ્રેમ અહિંસાધારી,
અણુ અણુમાં વાગી રહી છે મધુરી મુરલી તારી.—૫

—શયદા.

( ૪૪ )

# પ્રભુનો પુત્ર.

પડી વીજળી, પર્વત કંપ્યા ધરણી યે તત્કાળ ધ્રુજી....
સંત પૃથ્વીનો સ્વર્ગ સિધાવ્યો—સંદેશો કોઈ આવ્યો,
કોટિક કોટિક જનને નયન દુઃખ સાગર લહરાયો;
જે સ્થળ અમિત પ્રભા લસતી ત્યાં તેમનું રાજ્ય સ્થપાયુ,
યુગાંતરોને જ્યોતિત કરતું સૂર્યબિંબ સંતાયુ;
માનવતા રડતી પૂછે છે, પૂછે છે આ વિશ્વ સકલ,
પ્રશ્ન ગગનમાં એક ગૂંજતો આજ મનુજતા કાં વિકલ ?
આજ ધરતી વૈધવ્ય વ્યથાએ વિલપે છે વાદળશી,
આજ પ્રશ્ન અંબરના મનમાં: ધરતી પર હિલચાલ કશી !
ધરતીનું સૌભાગ્ય લુંટાયુ, સ્વર્ગોના તારક તૂટયા,
આજ કલેશ વિદ્વેષમથી ધરતી પર ગાંધી રૂઠયા;
જહીં પાપ હિંસાના ડેરા, ત્યાં ગાંધીના વાસ નહીં.
મનુજ મનુજ બિચ ઘૃણા તહીં, ગાંધીના મુખ પર હાસ નહી.
પસ્તાયે છે પુત્ર મનુજતા દેવ અનોખો ખોઈ,

કૃત્ય કર્યું જે નિજ હાથે તે કૃત્ય પરે વહે રોઈ;
આગ જલાવી જાતે તે નવ શક્યું કોઇ યે બૂઝી,
પડી વીજળી, પર્વત કંપ્યા, ધરણી યે તત્કાળ ધ્રુજી....
આજ મનુજતા ભૂલુંઠિત થૈ, આજ પ્રેમ પણ હાર્યો,
આજ વિકલ માનવીની દગથી વહ્યો અશ્રુ ફુવારો;
માનવતાની વ્યાકુલ તરીને જડે નહીં કિનારા,
ડોલી રહી છે, ડૂબી રહી છે, ખોઈ પ્રાણ સહારા;
છિન્ન, ખિન્ન, અવસાદ વ્યથાથી માનવ મન છે ભારી,
જેની રાહ અગમ અને દૂર તે મંજિલ છે અંધિયારી;
આજ પ્રભુનો પુત્ર મસીહા પુનઃ ચઢયો શૂલી પર,
ધરા ત્યાગી, બાપુએ સુંદર સ્વર્ગ સ્વર્યું જ્યારે રીઝી,
પડી વીજ ને પર્વત કંપ્યા, ધરણીયે તત્કાળ ધ્રુજી.

તા. ૩૦-૧-૪૮ જયન્ત બક્ષી

( ૪૫ )

## કર્મ યોગી.

( ઢાળ – હાસ્યાહાસ્યની )

યોગી કોઇ યુગનો એવો!
પાડયો એણે પ્રાણ પરસેવો
માતાજીના બંધન તોડયા એણે લીધો અવતાર
કંસ સમા કાળ દુતોને હરતા કારાગ્રહ મોઝાર
યોગી-૧

ખારા ખારા એણે સાગર પીધા ને પેટ ભરી પીધી આગ
કાલિન્દી સમા ઝેર પચાવ્યાં નાથવા કાળો નાગ
યોગી-૨

ઝેરી વાયુ એણે ઝડપી લીધા ને ઝડપી લીધો કાળ
ઝેર પીધું એણે જગતુ તોયે વાંકો થયો નહિ વાળ
યોગી–૩

બોલે બોલે બ્રહ્માંડ ગાજે ને ગાજે મુક્તિનાં ગાન
કલંક દેશના ધોયા એણે ભારતનો ભગવાન
યોગી–૩

નીચને ઉંચના ભેદ ભાંગી એણે સર્જ્યા સમાન દેવ
અન્યાય સામે શીર ઉઠાવીને સત્યની કીધી સેવ
યોગી–૫

વજ્રના એણે ઝાપટા સહ્યાને સહ્યા મેણાંના માર
દાનવોના નાગપાશ ઉખેળ્યા કરવા દેશ ઉદ્ધાર
યોગી–૬

સારથી એનો યુદ્ધના સાચા હાથ નથી હથિયાર
માનવતાના ખૂન બચાવવા સુલેહના સરદાર
યોગી–૭

પ્રાચીને પીપળે પોઢયા પ્રભુજી બાલકા કરે પ્રાણ
પ્રભુના પારે પોઢયા બાપુજી આપી જગત કલ્યાણ.
યોગી–૮

ધૈર્યચન્દ્ર ર. બુદ્ધ

(૪૬)

## જયન્તી પર્વ.

( અનષ્ટુપ )

નિરભ્ર વ્યોમમાં આજે કરે વીણા લઈ ઉષા
ગજાવે વિશ્વને ગાને, વિલસે શારદા પ્રભા—૧
સૃષ્ટિમાં પત્ર ને પુષ્પે, નેત્રે કર્ણે ને ઉરે,
આજે ગેબી ઋચા ભવ્ય આભને ગુમ્બજે સ્ફુરે!—૨
સ્નેહના સાથિયા પૂરે ઉષા બ્રહ્માન્ડ ને પટે,
સત્યનો જય ગાજે છે ગંભીર વિશ્વને તટે!—૩
સુણો ઓ વિશ્વના લોકો! સુણો ઓ દેવ દેવતા!
જયન્તી પર્વ આજે છે સત્ય ને સત્યવાદી ના!—૪
દુઃખ ડુબ્યા સમાજે આ પાપ—દાઝયા મન—કુલે
ભરેલું ઇશને તેજે નિર્મળું રશ્મિ કો ઝુલે—૫
દિને દિને ઉગે નિત્યે પ્રતાપી સૂર્ય તેજદા,
ઉગે છે રશ્મિ તો આવું જુગોમાં કદિ પ્રાણદા!—૬
હણે છે સ્પર્શથી સૂર્ય અંધારું—ગાઢ રાત્રિનું
કાપે છે રશ્મિ આ સ્નિગ્ધ અંધારું ગાઢ પ્રાણનું—૭
આવો સૌ સાધુ ને સન્તો, આવો દુઃખી સુખી જનો?
ભરાવી પૃથ્વી બ્રહ્માન્ડ ગજાવી જય સન્તનો!—૮
ગાજે ગંભીર નાદોથી બ્રહ્મનો ભવ્ય સાગર
સદા તેની માટી ધૂમે ગ્રહો ને ભાનુ તારક!—૯

તે સૌમાં ઝુલતું સ્નિગ્ધ સૂધા-બિન્દુ શું નિર્મળ
સોહે છે પૃથ્વીનું પદ્મ : પ્રફુલ્લ, સૌમ્ય, ઉજ્વળ !-૧૦
અને તે પદ્મકેરી ત્યાં પાંખડી એક ને વિશે
ફોરે છે વાસ મોંઘેરી ભરીને વિશ્વ સૌ દિશે !-૧૧
ગાજે તે પાંખડી હૈયે ઋચા ઉજ્જ્વળ વેદની,
ને ઉપનિષદો ભવ્ય, ગીતા શ્રી કૃષ્ણચંદ્રની.-૧૨
સોહે છે ભીષ્મનો તેમાં ઉગ્ર ને સૌમ્ય સંયમ,
બુદ્ધ કેરી પ્રભા રાજે, શોભે અશોક રાજન-૧૩
વિશ્વખ્યાત મહાખંડ તે પુરાતન ભાન્તે
ઉઘાડી દૃષ્ટિ એ સન્તે રહેલી આ જગને વિષે-૧૪
દીઠી ચોદિશે તેણે રજત ઘોર ગાજતી,
દીઠું તેણે ડુબ્યું વિશ્વ રકતની સરિતા મહીં !-૧૫
અંગારા વર્ષતા તેણે વિલોક્યા જગનેત્રથી,
અને હૈયાં બધા દીઠાં ભરેલા વેર ઝેરથી-૧૬
માંડીને દૃષ્ટિ ત્યાં સૌમ્ય દીઠું તેણે ઊંડે ઊંડે
વિલાસો વિશ્વના દીઠા રચાતા બન્ધુને શબે !-૧૭
વિષાદ ઘનની છાયા છવાઈ સન્તને મુખે,
નમસ્કાર કર્યા છેલ્લા વૈભવો સુખ સર્વને !-૧૮
જગના દુઃખનો 'ક્રોસ' ધરીને નત મસ્તકે
સંચર્યો એકલો લોકે બુદ્ધ ને ઇશુ ને પંથે !-૧૯
વાંચ્યું એને મહા સત્ય વિશ્વ ને વિશ્વ દુઃખનું,
ખોટે પન્થે ચઢયું એણે નિહાળ્યુ જગ આ બધું !-૨૦

કાળના પુર થંભાવી વિશ્વે જાણે હિમાલય,
ઉભો એ યોગીના જેવો ધીર ને શાન્ત નિર્ભય !—૨૧
અંધારને ઉરે જાણે ઝૂલતું બિમ્બ ચન્દ્રનું,
ગ્રુણે એને સ્ફૂર્યું એક સત્ય શાસ્ત્રો બધાં તણું.—૨૨
શમે ના વેરથી વેર, વમે ના પાપ પાપથી
ઓપ ઓ દુઃખોનું મૈત્રીભાવ સનાતન—૨૩
તપશ્ચર્યા તણી વેદી ભર્યો માનવતા કુલે
અપૂર્વ માંડીને એણે પુજી દેહ તણા ફૂલે !—૨૪
કૃશાંગ, વિશ્વને આરે આભના ભેદ પેખતો
ફિરસ્તા શો ઉભો તે તો શોક હર્ષે ન લેખતો.—૨૫
ચાલે ત્યાં પગલાં એના માપે વિશ્વની દીનતા;
સ કોચે બેસતા અંગો સ્મરી દીન વસુન્ધરા !—૨૬
જીવને ગાજતાં એને સંગીત સર્વ ત્યાગનાં;
રજી વસ્ત્રો ધર્યા એણે વલ્કલો વિશ્વ દુઃખનાં !—૨૭
સ્નિગ્ધ સોહામણી આંખો ત્રિભુનાં ધામના સમી
ચૂસતી વિશ્વના ઝેરો ચાંદ્રિકા વરસી શીળી !—૨૮
ઉગતા સૂર્યની આસ્થે, હૈયું તો કુસુમ-કોમળું,
હસાં ધરતીના જેવી, ઔદાર્ય આભના સમું !—૨૯
ઊડીને કલ્પના-પાંખે કવિઓ દેશ દેશના
ગાથે છે ગુંથવા એને કાવ્યમાળા મહીં સદા.—૩૦
નથી શી કવિનાં ગાનો, કલ્પના બ્યોમગામી ના
દૃખ્યા મા ? કદી એના હૈયા કેરી વિશાળતા.—૩૧

'નેતિ' 'નેતિ' વદી અંતે ઇશ વર્ણવવા જતાં
પામે છે ઋષિઓ મોટા જે રીતે હાર સર્વદા.–૩૨
તેમ આ મનુ કેરા ય પુત્રનાં વર્ણનો મહીં
'નેતિ' 'નેતિ' વિના બીજા શબ્દ ભાષામહીં નથી !–૩૩
અનન્તતા તણા તીરે રેતીના કણના સમાં
ટોળેટોળા ગુરો ! જોને અસંખ્ય મનુજો તણાં !–૩૪
પ્રચણ્ડ નાદથી સામે ચોરે છે કાળનાં જળ
ચઢે છે કારમી આંધી ભરીને ભરીને આખું યે નભ !–૩૫
ચઢીને આંધીથી મોટા ઘૂમે છે શૂન્યમાં ગ્રહ
ઊડે છે કોટિ બ્રહ્માન્ડો જાણે કે રેતીના કણ.–૩૬
ને પેલા પથિકો કેરી પંક્તિ તૂટી જઇ બધી
ધસે વેગે ઝિકાવાને કાળના ખડકો મહીં !–૩૭
મથે કો ઝુમવા સામે, છૂપે કોઈ બખોલશાં
વળી બીજો ચૂસે લોહી સાથે કેરું ઉરે ધરી !–૩૮
અંધારા આભમાં ઘોરે એકે ના દીસતો પથ
પન્થ છે તેમનો દીર્ઘ તું વિના કો ન સાહ્યક !–૩૯
સૂર્યના તાપની બીકે કમ્પતા તારલા બધા
સ્નેહથી પાલવે વીણી સ્મિતે જેવી રમે ઉષા–૪૦
તેમ તું બની ગોપાળ સાદે આજે સુધાભર્યે
ભુલેલાં સર્વને દોરે સત્ય તે ધામને પથે.–૪૧
ગુરો ! અન્તરના ઉંડા નમસ્કાર હજો તને !
તારે નામે ખીલે હૈયાં મનો સૌ નિર્મળા બને.–૪૨

દીધા તેં વિશ્વને અર્ઘ્ય સત્ય-સૌરભથી ભર્યા,
ત્યાગના પાઠ મોંઘેરા શીખવ્યા વિશ્વને વડા !-૪૩

સંહારે પાપને ના તુ, વિરોધે ના જરી કરે,
ભીંજવે પાપીને તું તો પ્રાયશ્ચિત્ત તણાં જળે !૪૪

વર્ષા-આર્દ્ર પ્રભા જેમ શોભે છે શારદી રુડી
ધોઇને પાપને તેમ અર્પે તુ તો પ્રસન્ન શ્રી !-૪૫

દબાએલા જનોને તું અર્પે ગૌરવ આભનું
હિંસાના શસ્ત્રની સામે ધરે છે બળ આત્મનું !-૪૬

મૃત્યુની ભવ્યતા તેં તો બતાવી અમને ખરે !
તારા પુણ્યના તેજ અમારા આભને ભરે !-૪૭

અંધારામાં ડુબેલા આ જગે તું ધ્રુવતારક :
ટકે તારા તપે વિશ્વ, પ્રભુના પયગંબર !-૪૮

ઓસરે દર્શને તારાં નિરાશાનાં પુરો બધાં
યાચીએ આશીષો તારી યુગાન્તરો સુધી સદા !-૪૯

લાધ્યા છે આ ગુરો ! મોંઘા તને કુન્દન આત્મના,
છતાં યે કેમ તું તાવે અગ્નિમાં દેહની લતા ! -૫૦

'દેહીને જયવન્તો' તું માને 'દેહ થકી' સદા
સત્ય છે એ ગુરો ! કિન્તુ દેહીને ખપ દેહના. !-૫૧

રક્ષણ દેહ કેરુ એ કરજે પૂજ્ય સન્તન !
સ્વીકારી વિશ્વને કાજે અમારું દેહ-અર્પણ !-૫૨

પ્રસન્ન આજે ગાજે છે સ્વચ્છ ભાદ્રપદી નભ
ઝૂલે છે હર્ષની લ્હેરે ઉલ્લાસથી બધું જગ -૫૩

ચઢે છે આભમાં ઊંચે સ્નિગ્ધ સુધામુખી ઉષા,
તપે છે પૃથ્વીને માથે યોગીના પુણ્યનો પૂષા.—૫૪
આનન્દો વિશ્વના લોકો ! દીપમાળા કરો મહા !
આંગણે હર્ષથી આજે પૂરોને સાથિયા રૂડા !–૫૫
તોરણો પુષ્પનાં રમ્ય બાંધોને આજ બારણે,
કૃપા ઈશ તણી મીઠી વિશ્વ કેરે ઉરે ઝગે !–૫૬
આવો સૌ પૂણ્યશાળીઓ ! આવો જોગી જતિ સહુ !
આવોને દીન ભાંડુઓ, ઉજવો પર્વ આ રૂડું !–૫૭
સુણો ઓ વિશ્વના લોકો ! સુણો ઓ દેવ દેવતા !
જયન્તી પર્વ આજે છે સત્ય ને સત્યવાદીના !–૫૮

—શ્રી સ્નેહરશ્મિ.

( નોટ :—મ.ગાંધીજીની ૬૬મી જયન્તીનું આ કાવ્ય છે. )

[૪૭]

## મારો આતમ ક્યાં ?

કોટિ કોટિ હૈયાં જેના ચરણે નમે
જેના દર્શને પાપના પુંજ શમે
જેના બ્રહ્મના અંક શા મૃદુ હિલે—
દિન રાત 'રામ' તણું નામ રમે

જેને બૌદ્ધ ને મંત્રનું સ્વપ્ન અધુરૂં મૂર્ત કરવા અભિલાષ હતા.
બાપુ સૃષ્ટિ તણા સંતાપ શમાવવા અંતર તમારે ઉમાટ હતા.
છતાં આમ એકાએક શાને રૂઠયા
સૃષ્ટિ સર્જન અધુરૂં મૂકીને ઊઠયા

કે હિંસા અને પશુતા અહીં રાચન્તી—
પૃથ્વી કેરા પુણ્ય—પુંજ ખૂટયાં.
અંધકાર ભર્યો આ જગને બાપુ! પ્રકાશના પંથે દોરવું' તું
અહિં નૃલોકે માનવ દેહ ધરી, સૃષ્ટિ પે સ્વર્ગ ઉતારવું' તું
કુપ દ્વેષે અનોખાં જાદુ ભર્યાં
પાષાણ મહીંય તમે પ્રાણ પૂર્યો
માટીના માનવીમાં ત્યાગ ને શૌર્યનાં—
ગીત-ગુંથી તમે મરદો ઘડયાં
યુગ ચોઢી સ્વાધીનતા સ્નેહ સૂરે બાપુ ધીરે ધીરે તમે જાગ્રત કીધા
સદી જુના સ્વપ્નની સિદ્ધિ ટાણે, બાપુ મૃત્યુ તણી કાં વાટ લીધી?
ધરતીને પટે પટે પગલે પગલે
પશુતાના દાવાનલ જલે
જીવનને મૃત્યુ હોડ ધર્યું
બુઝવવા પાવક સ્નેહ જળે
બાપુ વિશ્વને હુંફ દેવાને કાજે, તમે આતમ ધૂણી ધખાવી હતી
હૈયાની વેદના હૈયામાં દાબીને, સ્નેહની ગંગા વહાવી હતી
તમે જાતાં જગે અંધકાર થયો
કોટિ કોટિ આતમ આજ રોઈ રહ્યો
મા—ભોમને અંતર વિયોગનો—
હૈયાફાટ વલોપાત હિબકતો
મારો આતમ ક્યાં? મારું જીવન ક્યાં? એમ રોતું હૈયું ઘડી ઘડી પૂછે
વિયોગી ઉરના આંસુ ઊનાં બાપુ, તમ વિના હવે કોણ લુછે?

—ચંપકલાલ પરીખ

( ૪૮ )

# ગાંધીજીને અંજલિ.

( પૃથ્વી છંદ )

ધસે પ્રબળ જોરથી ભભૂકતી જીભ્હા અગ્નિની
ક્ષુધા અસુર દિલમાં વધી હશે મનુ રક્તની;
વધારી વેર રાષ્ટ્રના, કચકચાવતી દંતને
જુએ ગરીન સશિત ફૂલીત કૃત્ય હિંસા બધે
અનેક દલ અગ્નિના ધસી ભલે નિજ આવતાં
ગુણે અખંડ હાસને પ્રલય પુરમાં હિંમશા;
ઊભા અડગ ઝીલતા ખડગથી પ્રતિ સામના,
અહો જગત વીરતા ધરી શસ્ત્ર અહિંસા તણા.

ધર્યા વિપુલ ખંજરો સિતમ જેલને બગણ કે,
બની વિફલ સૌ ગયાં તમ તણી પ્રભા તેજમાં;
અને જગત શાપને સશસ્ત્ર બ્રિટિશ રાજની
શક્તિ નવ ટકી જરા ધસી શિખા નપ જ્યોતની.
અહો જનક હિંદના વિભૂતિ વંદન વિશ્વની.

( અનુષ્ટુપછંદ )

શત્રુના દિલમાં શાંતિ વ્યાપે જો નિજ મર્ણથી!
આવતા મર્ણને હોંસે ભેટે છે યુગ વીરલા:
મર્ણને મૈત્રીના ભાવે ભેટી ને પથ સ્વર્ગમાં;
ગયા ગાંધી ગયા બાપુ, પિતા તે અમ દેશના.
ત્યકત્વા દેહ પોતાનો આત્મા દે પથ દર્શનો;
ચાલશું તેજના પુંજે, અથડાતા અંધારમાં.
તમારા મંત્રને બાપુ, રેલીશું દશ દિશામા,
સ્વીકારી અંજલિ, આપો આશિષો અમને સદા.

—કાન્તલાલ પી. શેઠ

[ ૪૯ ]

# સમાજના સોનાર.

આજ ઊષાના રંગ, માતાના મ્હોલે રમે,
તે ઝળહળતે શૃંગ, ફરકંતા ધ્વજ શા નમે!
પંપાળીને પાય, માંદી માનવ જાતને
ઢોળો શીતળ વાય, વિશ્વપ્રેમને વીંઝણે,
કાળ રમાડે રાસ, લોહી લખ્યા ઈતિહાસને,
તમારૂં નિર્મળ હાસ, પ્રકરણ પીયૂષે લખે,
સીંચ્યાં તપના તેલ, કોરા જીવન કોડિયે.
બળતી દેહદીવેટ, દેશ દલકને દીવડે.
સમાજના સોનાર, મનમંથનની ભઠ્ઠીએ
હૈયાકેરાં હેમ, બાળી ઘાટ ઘડ્યા ઘણા.

રમણિક અરાલવાળા.

(૫૦)

# અનંત પથ સંચર્યો ?

(પૃથ્વી)

મહા સબળ મોજ તું, અવનિ વ્યોમને ટેકતો
ઊભો, અમર લેખશો-જીવન લેખ આલેખતો–
સૂકો; વિરલ શક્તિદંડ સમ દેહથી શોભતો;
મહાન પયગામ તું, જગત લોકને પ્રેરતો !
ક્ષતું વપુય પાતળું વિપુલ વ્યાપતો આતમા,
ખુંદી જલધિ સાતને, અવનિ ખંડ ચારે બધા:
મથ્યો મનુજ માટતું, વહવી આત્મઘાટે સુધા,
પીધું ઝહર કારમું, મનુંજ શાંતિને સ્થાપવા !
ત્રિશાટ વસુધા વિષે, વિમલ તેજ અંધે ળતો,
ઉગ્યો: અફાળુ આથમ્યો જગ તમિસ્ર ઉજાળતો;
થયો ધરતિકંપ શું ! ધરણિ ભારથી ધ્રૂજતો–
ડગ્યો–ડગમગી ધરા–અડગ મોભ તું કંપતો !
અગાધ બળ અર્પતો, અલગ પ્રેમને લૂંટતો !
અનંત પથ સંચર્યો, હૃદય રામ આરાધતો !!

જયંતીલાલ ત્રિવેદી.

( ૫૧ )

# અમર શહાદત.

લોહીના અશ્રુઓથી ભારત ભલે રડી લે,
એના અમૂલ્ય પાઠો પણ અંતરે જડી લે,
એની પુનિત શહાદતમાંથી જીવન ઘડી લે,
ઝીલીને ગોળીઓ જે હસતા મરી ગયા છે
એ સંત, એ વિભૂતિ બાપુ ખપી ગયા છે.

જે માનવીથી માનવતા પાઠ લઇ રહી'તી,
જેના પ્રભાવે હિંસા નિશસ્ત્ર થઇ રહી'તી
જેની અહિંસા યોગરદમ પડકાર દઇ રહી'તી,
અંતે અમર શહાદતને જામ પી ગયા છે
એ સંતે, એ વિભૂતિ, બાપુ ખપી ગયા છે.

જેના ચરણમાં નિશદિન આળોટતી અમીરી,
ઠોકર લગાવી તેને, લીધી હતી ફકીરી,
એવાને માટે થઇ ગઇ શું મોત પણ અધીરી;
ચાલીસ કોટિનું જે ઘડતર કરી ગયા છે
એ સંત, એ વિભૂતિ, બાપુ ખપી ગયા છે.

એ ભવ્યતાને વંદન, એ દિવ્યતાને વંદન
બાપુની એ પ્રતિભાની હર અદાને વંદન
ઘડપણમાં એ અલૌકિક શૂરવીરતાને વંદન
લો આજભલભલાના માથાં નમી ગયાં છે
એ સંત, એ વિભૂતિ, બાપુ ખપી ગયા છે.

—'અમીન આઝાદ

વડોદરા રેડિયો ઉપરથી અંજલિ તા ૨-૨-૪૯

(૫૨)

# બે તાજ બાદશાહને !

(ગઝલ)

બેતાજ બાદશાહ ! તમારા થકી હતી ;
આફત મહીં પનાહ તમારા થકી હતી ;
સેવાની રસ્મ રાહ તમારા થકી હતી,
ભારતની ચાહ ચાહ તમારા થકી હતી ;
સહુનાં હૃદયમાં રાહ તમારા થકી હતી.
દુનિયામાં વાહ વાહ તમારા થકી હતી :
એ જોમ પણ ગયું'' ને જવાંમર્દી પણ ગઈ,
અમ જિંદગી પ્રવાહ તમારા થકી હતી.
કેવો સમાન ભાવ હવે કેવી એકતા !
લાખોની એક નિગાહ તમારા થકી હતી.
બદલી ગયો ઝમાનો, જગત પણ ફરી ગયું !
આ દુનિયા ખેર ખાહ તમારા થકી હતી.
ભડકી રહી છે આગ ફરીથી કુસંપની ;
વશમાં દશા તબાહ તમારા થકી હતી.
નિર્દોષ ભણશે કોણ દલિત વર્ગને હવે !
એ કામ બેગુનાહ તમારા થકી હતી.
કોને પડી છે એવી કે દુખિયાની સાંભળે ?
'ઘાયલ'ની આહ આહ તમારા થકી હતી.

(૫૩)

# જો ગાંધીજી જનમ્યા ન હોત.

(સવૈયા)

દેશ મહીં અંધેર હતું ને વિદેશીઓની વાગે હાક;
હતભાગી ભારતવાસીનાં લૂંટે ધનને ઓળે શાખ.
મજુર કહી સંબોધે અમને નગુણાં લોકો દરિયા પાર
ધન હસડે ભારતનું તોયણ ગણે ગુલામનો વહેવાર.
મારી નાખી માનવતાને સંસ્કૃતિઓનાં છેદ્યાં મૂળ;
ભારતની છાતીમાં ખૂંચ્યું વિદેશીઓનું મોટું શૂળ
ત્રાહિ ત્રાહિ પોકારે માતા, રણવગડામાં એનાં રોણુ
જો ગાંધીજી ના જનમ્યા હત એનાં આંસુ લૂછત કોણ?
એ માતાના સપૂત ગાંધી, બાળપણાથી લીધા ભેખ;
પુષ્પ સમા કોમળ વીરાએ દોઝખ જેવી સેવી જેલ
જે જેલે અઘોંર્મિ જૂટ્યાં, અપમાનો ને ત્રાસ અપાર
જીવનભર જીરવ્યા છે બાપુ ભાંડુના અવળા આચાર.
તું એકલ દોકલને સામે આખી દુનિયાના અંધેર
એવું શું તારામાં બાપુ અજવાળાં વેર્યાં ચોમેર?
તેં પરદેશ પળી માતાની કીર્તિના ખખડ્યા અંબાર
તેં માતાનાં બંધન છેદીને વર્તાવ્યો જય જય કાર!
તારે ડગલે ડગલે બાપુ માનવતાની ફૂટી સેર
તારે બોલે બોલે બાપુ દુનિયાના દુઃખ વેર વિખેર
તેં ન્હોતો વિસામો લીધો ના માણી દુનિયાની મોજ
તેં દુઃખિયા જીવન ગાળીને ખરા દુઃખની કીધી ખોજ

તેં ભારતના પ્રાણ ફુંકીને કીધો ચેતનનો સંચાર
નિર્જળ મરૂભૂમિમાં મોહન અમૃત ગંગા જળની ધાર
વૈભવ તારા ચરણો ચૂમે પણ તું ભટકે દુઃખને દ્વાર
પીડિત દુઃખીઆં ભાન ભુલેલાં તારા જીવનનો આધાર.
એજ ભાન ભુલેલું આજે આજ કરાણે તારો અંત,
શાંત સૌમ્ય સુખ મુદ્રા તારી લેશ ફરકના ભાસે મંત.
એ તા ! દિલડાના ભાવો જો આ દુનિયા સમજી જાય ;
પીડિત દુખીઆં ભાન ભૂલેલાં જેવું જગમાં રહે ન ક્યાંઇ !
ગરીબ દુનિયાની દોલત તેં લુટી લીધી ક્રૂર કૃતાંત
તેં મારી પ્રભુએ જીવાડયો સૂર્ય ચંદ્ર હસ્તીપર્યંત.
અદેમાઇ આવે દેવોને તારૂં જીવન તારૂં મ્હોત
વલવલા રહી જાત બધાને જો ગાંધીજી જનમ્યા ન્હોત !
દેવકૃષ્ણ પી. જોશી.

(૫૪)

# ગાંધી માહાત્મ્ય.

મહાત્મા ગાંધી—
મહાત્મ ગાંધી....
મહાત્મા ગાંધી....
ભારત-રથનો મહામારથી તકલી લગામ-ધારી;
અસત્ય, હિંસા, પાપવૃત્તિ શું લઢિયો મોહન ભારી.
આ મરેહડી તપવી ફરતો પરદુઃખભંજન બાપુ;
બુદ્ધ, ઇસુ ને અશો, દયા તું મહાવીર સાધુ
તત્ત્વજ્ઞાની, શૂર લડવૈયો, સમાજસેવી, ત્યાગી;
રાષ્ટ્રપિતા તું દેવ ગણાયો અમર ચક્રધારી.

હવે થશે સંસ્કૃતિનો વિનાશ?
આવી રહ્યું પ્રલયનું પુર પાસ પાસ?
નાખી હણી જગતની ફરી એક આશ
ક્યાંથી ફરી જગતમાં જન્મે લુંડાસ?

—સનાતન

( ૫૬ )

## અર્પણ.

પૃથ્વી.

પ્રદીપ્ત ધુતિરક્તથી પ્રગટી, ગાંધીબાપુ! તમે
જગાવી ઉરઉરમાં ધગશ પૂર્ણ સ્વાતન્ત્ર્યની,
પડ્યા રણપંથે; ત્રિરંગી ધ્વજ મુક્તિ સંગ્રામનો
સગર્વ ફરકંત રાખી, ચિર મુક્તિને પામવા.
પિતા! યુગકલંક હિંદુધરમે સમૂળું તમે
ફિટાડયું પ્રીતિભક્તિથી દલિત ભેદને ટાળતાં.
પ્રબુદ્ધ તમ આત્મનાં તપ ચિરંજીવી દીપશે
મનુષ્ય-ઈતિહાસમાં—યુગ પ્રવર્તી રે'શે નવો.
કથા તમ અનંતકાળ કથતો સુણાશે, અને
સમૌન તમને સ્મરી નમન કોટિ દેશે ધરા!
પિતા! હું ય નમું અહીં સ્મરણદીપના ઓજસે
ધરી હૃદયમર્મથી તમ પદે કળી કાવ્યની.

—'કેસક'

( ૫૭ )

# યુગપુરુષનાં અસ્થિ.

મન્દાકાન્તા

આવી ગંગા ગગનપટથી ભારતે રેલ રેલી,
પાપિષ્ઠોના અઘઢગ હરી પોષતી પ્રેમ–વેલી;
ગંગામૈયા—શરણ પુનિતા સંસ્કૃતિ પાંગરેલી,
ગંગામૈયા સકલ સરિતા ભારતીની ઠરેલી.—૧
કાલિમાઓ મનુજકુલની ધોઇ કૈં યુગ સુધી
પાપીયુગે ભરતભરનું ગંગ પાવિત્ર્ય ખૂટ્યું;
કાલિમા કાં ઘર કરી ગઈ, સાચવા કાંક ખૂટ્યું,
માગે દેવી ઇલમ ફરીથી પામવા ભવ્ય શુદ્ધિ.—૨
વિશ્વે પેખી અઘ–અનલનાં તાંડવો કારમાં એ
ભવ્યાત્માએ જગ-હિત-જગને હોમિયું માળખાને;
એનાં દેવી પુનિત ફૂલ ને ભસ્મ કેરા પ્રદાને,
ગંગાજી સૌ ફરી ભરતની પામજો પુનિતાને—૩
સર્જી પૂર્વે દધીચિ ઋષિનાં અસ્થિએ દિવ્યતાને,
સર્જી જાજો યુગપુરુષનાં અસ્થિ યે દિવ્યતાને,—૪

રતિલાલ છ. શાહ.

( ૫૭ )

# ઓ યુગના અવતારી !

ચાલીસ કોટિ બાળ રડે છે, પોકારી પોકારી
ઓ ! યુગના અવતારી !
ધન ધન તારી તારી જીવનયાત્રા ધન ધન જનની તારી
ઓ ! યુગના અવતારી !
નમ્રતાની સીમા સમ તું વૈષ્ણવજનની વ્યાખ્યા સમ તું
સત્ય વચનની શ્રદ્ધા સમ તું, અહિંસાના વ્રતધારી,
ઓ ! યુગના અવતારી !
જ્યાં પાથરતો તું અજવાળાં ત્યાં છે વાદળ કાળાં કાળાં
દિવ્ય પ્રભાકર ગ્રસ્ત થયો તું, છે રજની અંધારી
ઓ ! યુગનો અવતારી !
પરવશતાનું ભાન કરાવ્યું શિક્ષણ દઈ સ્વરાજ્ય આપ્યું
સાગરને તળીએ બેઠેલી નૌકાને તેં તારી.
ઓ ! યુગના અવતારી !

—'ગની' દહીંવાળા

( ૫૪ )

# મંગલ મૂર્તિ

( પૃથ્વી અનુષ્ટુપ )

ડુબાયલ પિલાયલાંની નિરખી કંઇ યન્ત્રણા,
નિહાળી નવનેત્રથી શ્રમિત માનવીની કલા,
મહા ખળભળાટ ઉન્મથન વેગ આવેગનાં,
નવ બળ જગાડતો, નિયમતો શુચિન્વે સદા,
પ્રશાન્ત ઈશુબુદ્ધમન્ત્ર નવચેતને સ્પર્શતો,—
નવી જીવન ફિલ્સુફી, નવયુગીય ઉન્મેષ, એ,
અસત્ય–અવરોધ ને નવવિરોધ હિંસાતણો,
પવિત્રજલશા પવિત્ર નિજ જીવને ધોધતો,
અબાધિત પ્રચન્ડવેગ ધસતા જલૌઘો સમો
અનેક દિશ સંચરે જીવનસ્રોત ગાંભીર્યનો -
વિશુદ્ધ, જગઆર્યતાની નવમૂર્તિશો વીર એ
સહાય ઉપદેશતો પુનિત મંત્ર માંગલ્યનો.
પનોતો ગુર્જરી ખોળો પતોતા એહ વીરથી,
પનોતી અવની થાતી એના સૌમ્ય પ્રકાશથી.

— સુંદરજી ગો. બેટાઈ.

( ૬૦ )

# અંતિમ નિવેદન

( પૃથ્વી )

અહો, મરણ, ભાઈ, અર્ધઘડી થોભશે કે ભલા !
વિદાય લઈ હું લઉં સકલ બાંધુઓ તણી
નથી જીવન મોહ, ભાઈ, અવકો રહ્યો, માગણી
કંઈક દિનથી ન'તો તવ કરંત ? મેં જીવન
તને, ન અવહેલ્યું, આજ ક્ષણ થોભી જા ભાઈલા !
સૂણો સ્વજન વિશ્વનાં સકલ બંધુ નિવેદન:
બધાંય જનને મહારૂં અને બંધુ સંબોધન.
કશી અખિલ વિશ્વને પ્રીત કર્યાની આવી મઝા !
નમો સકલને સ્વબંધુ કહી બોલવાની મઝા !
વિદાય દઈ દો હસી, જીવન કાળ યાત્રા મહીં
રહ્યાં નિકટ, ઓછું વત્તું મુજ તર્ફથી જે થયું.
તમે અવ ભલાં, મને દઈ ક્ષમા કરી દો છૂટો.
રડો ન, રડવું ઘટે નહિ જ, આપ સૌએ મને,
સ્મરું છું. અહ ! કેટલો અબઘડી લગી પ્રેમથી
દીધાં ભીંજવી બાપુ કહે, જઉં ભરાઈ આભારથી
કહી ક્યમ શકું ! મને હરખ ઉપજ્યો કેટલો
હતો સકલ આપની કંઈ કરેલ સેવા મહીં !
તમો સકલને લીધે અવવિદાય ટાણે પ્રિયો !
સુહૃદ સરતુ છતું જગત વ્હાલું લાગે કશું !
અહો ! સ્વજન, સહિતુ પરમ અમૃત પ્રીત આ,
પરસ્પર લઈ દઈ પ્રીતતણાં પીણાં, ઊજવો

પ્રીતોત્સવ, વસંત એજ ખરી પ્રાણીઓની ઋતુ,
અને ધરતી હે, તનેય મુજ છેલ્લું નિવેદન:
મને તું અતિશે વહાલી રહી છે બધી જિંદગી,
તહારું દુઃખ આટલુંય નથી રે શક્યો હું સહી.
તહારું મુખ મ્લાન જોઈ હસી ના શક્યો કોઈ દી
તને કશી જ સુંદરી કરવી'તી પ્રિયે! સ્વર્ગશી!
ક્ષમા, ધરતી ભારતી તણી, ક્ષમા મને આપજે
તને સકલ શેષ પૃથ્વી ધરી ચાહી'તી મેં વધુ,
તને જ 'પ્રિય' મેં કહી'તી, કરી'તી તહારી ધૂલિ
શિરે, નિકટની તને ગણી કહી હતી માભૂમિ.
અને મુજ પ્રીતે અહીં કંઇ ધરેલ બિષ્ઠાકૃતિ
હતું ન પરકીય કોઇ મુજને, તથાપિ તને
વિમુક્ત કરવા મથ્યો અપર હસ્તથી ભારતી!
પ્રયાસમહીં એ મને કશી મઝા અહો, આવી'તી,
મથ્યો જીવન આખું યે તવ પ્રિયાર્થ; અંતે હો!
વિમુક્ત અપરાધીના કરી જરીક જવુ ત્યહીં
તનેજ ક્ષત, ભારતી અહહ...ભાંડુ.. હાવાં પ્રિયાં,
શકાય બહુ ના વદી, શ્રમ દીસે, અરે છાતીમાં
ઊઠયું દરદ, ભાંડુની કહી રહી મને ગોળીઓ
અહીંજ અહીં છાતીમાં–પણુ ક્ષમા તને, ભાંડુ હે!
ક્ષમા સકલને, વિદાય સહુને હવે, હે પૃથ્વી!
અહો સ્વજન! સ્વપ્ન મુજ અધૂરું રહી જાય છે,
મને કંઇક દુઃખ એનું ઉરમાં રહી જાય છે.
તહારી કશી મૂર્તી મેં સ્વપ્નમાં સજી,ની પૃથા!
ન હો, પૃથિવી! કોકના હૃદયમા હું સ્વપ્ના રૂપે

ફરીથી પ્રગટીશ, હું ફરીફરી ય જન્મી પૃથ્વી!
તને સ્વપ્નસુંદરી સરખી, દેવયોષા સમી,
મીઠા સ્વપ્નથી સજ્યા વગર ના રહેનાર હું
અહો, પરંતુ સ્વપ્ન તે લઈ અધૂરું આજે જવું
પ્રભુની મરજી, પ્રિયે, અલવિદા પ્રભુની લીલા
થઈ ખતમ, પશ્ચિમે રવિ ઢળંત, ચાલ્યા અમે,
હવે, ગરણ, આવ 'રામ, અહ! રામ; મારા પ્રભુ!
મને અરધફૂલ શો અવ સ્વીકારી લો હે પ્રભુ!

—શ્રી ઉશનસ્

( ૬૧ )

## અવતરશે !

મલીન તને મનની ધોવાં સાચા મનથી રડજો,
કલંકની જ કાલિમાને આંસુઓથી ધોજો.
કંચન શુદ્ધ બને છે જેવું ભઠ્ઠી કેરા તાપે,
પાપ-ભર્યું મન નિર્મળ થાશે એમજ પશ્ચાતાપે
નિંદર ઘેર્યાં લોચન ખોલો, દ્વાર હૃદયનાં ખોલો,
દંભ તણી તલી તરછોડી અંતર-ભાષા બોલો.
જન-જન વચ્ચે ભેદ ન રાખો સમાનતા સર્જાવો,
સત્ય કહ્યું છે કેવળ સ્વપ્નું, અવનિ પર અવતારો.
દરીદ્રનારાયણને દિલનાં સિંહાસને પ્રસ્થાપો,
ભેદ બધા ટાળી દઈ સૌને સરખું આપો.
ગાંધીજીને પગલે ચાલી જીવન સમર્પણ કરજો,
મૂર્તિમંત કરી આદર્શ, સાચું તર્પણ કરજો.
—અંધારાં ટળશે, ઇશ્વરના આશિર્વાદ ઉતરશે,
બાપુ જેવો કોઇ ફિરસ્તો અવનિપર અવતરશે!

—રતિલાલ 'અનિલ'

( ૬૨ )

# એક રત્ન વસુંધરા.

યુદ્ધના ક્લેશથી થાકયું, વાસ્યું ત્રિવિધ તાપથી
માનવી હૈયું જે ઝંખી રહ્યું આત્મતણા અમી;
તે ન તેને મળ્યાં મોંઘાં સિદ્ધિના સંચાયા વિશે,
કે મળ્યાં વિજયો કેરી વારુણિ કે વિલાસમાં.
સામ્રાજ્ય તણી હૈબંતી લક્ષ્મી જે લાવી ના શકી,
વા ન લાવી શકી છોળો સિદ્ધિ સમૃદ્ધિની વડી,
તે મળ્યું એહને બાપુ! આપના કર્મયોગમાં,
આપના દૃષ્ટિમાંગલ્યેય પન્થ એને મળ્યા નવા.
આપની વાણીમાં બાપુ! અમારૂં હૈયું ગાજતું;
આપના પ્રાણમાં પુણ્ય રાષ્ટ્રચૈતન્ય સ્પંદતું;
આર્ય માનવ્યનો ભાવ; આપમાં મૂર્ત તો બન્યો,
આપના જન્મથી બાપુ! જેમ જીવનનો થયો.
બહુરત્ના હશે પૂર્વે; થશે ક્યારે કે ભાવિમાં;
પરંતુ આજ તો દીસે એકરત્ના વસુંધરા.

—મનસુખલાલ ઝવેરી.

( ૬૩ )

## પ્રતિજ્ઞા.

દિન પલટયો, પલટી ઘડી,
પલટયા સૂરજ — સોમ,
'બાપુ' જતાં નિર્ધન બની,
આજે ભારત ભોમ.
'બાપુ' કદીક જાવું જો હતું,
જરા અમને કહેવું તો હતું.
શેષ ધ્રૂજ્યો ને ધરણી ધ્રૂજી,
ધ્રૂજ્યા સૌ દિક્પાલ,
ધ્રૂજ્યાં વિતાનો, વિજળી ધ્રૂજી,
ધ્રૂજ્યા કાળ કરાળ
બાપુ કદી ધાર્યું એ નહોતું,
તૂટી પડશે આભ આ મોટું.
દેશ રડ્યો, પરદેશ રડ્યો,
રડિયા સૌ સજ્જન,
રંક રડ્યા ને રાય રડ્યા,
રડ્યા ઊચ, રડ્યા હરિજન.
બાપુ સૌ એ એક જ ધારે,
દુઃખી સૌ કોણ કોને વારે.
કૂડ કર્યાં ને ક્રોધ કર્યાં ખૂબ,
કર્યાં પાપો પારાવાર,
ભાઈ એ ભાઈને મારિયા,

મૂકી માનવતાને બ્હાર,
બાપુ ઉજાળી મોત ના શક્યા,
ક્યાં હવે તર્પણો કરવાં.
ભૂલ થઇ ને ચૂક ઘણી થઇ,
ઠોકર ખાધી અનેક;
આજ ઊઠીને, પણ લઇને,
શાખશું એક જ ટેક.
બાપુ તારાં કારજ કરવાં,
ધાબાં કાળાં સાફ જ કરવાં.

તા. ૧૮ ૨ ૪૮ 'ભવ્ય'

(૬૮)

## તમાચો

ત્યાંથી ઊઠી આંગ તુફાની, ત્યાંથી ઊઠી આંધી
આફ્રિકાની પર ધરતીએ, દીધો જગને ગાંધી
ગોરા હાથે ગાંધી ગાલે, લાગ્યો એક તમાચો,
પાંચ આંગળાં ગાલે બેઠાં, "હિંદી છેક નમાલો".
હાથ ન હાલ્યા, હોઠ ન હાલ્યા, હૈયે સોળ સમાયા,
રાજ તાજના અંત નગારાં, તે ઘડીએ ત્યાં વાગ્યાં.

* * *

એ પછી તો ઇતિહાસે કંઈ ના દીઠાનું દીઠું.
વામન વધિયે ધીરે ધીરે, વિરાટનું રૂપ લીધું;
કાઢી ફેંટા-ઝભ્ભા ફગવી, તંગોટી તન ધારી;
"ગુલામ છો સૌ, બેડી છે આ" કહીને આંખ ઉઘાડી.
"ભારત મારો મારી ભૂમિ, મારી માતા ક્યાં છે?

કયાં છે મારા જૂના વૈભવ, ગૌરવ ગાથા કયાં છે ?"
એવો એણે આતશ વેરી, સૂતી શાન જગાડી;
હિંદી હૈયે સ્વાધીનતાની એણે જ્યોત જગાવી.
ખાલી હાથે, પ્રતિકારના મંત્રો એણે ફૂંકયા;
ત્યાગ અને સ્વાર્પણના એણે, રંગ અનોખા પૂર્યા,
સત્ય—અહિંસાનાં બંધાવ્યા, શસ્ત્રો એણે કેડે;
તોપ તમંચા ટ્રામે ગીતો ગાતા કીધા એણે.
ગોળી, લાઠી ને ફાંસીની, ફૂલ માળ પહેરાવી;
જપ્તી, જેલ ને દમનકાંડની, કંકુ ટીલડી તાણી.

* * *

ત્યારે એના હાથ ન હાલ્યા
ત્યારે એના હોઠ ન હાલ્યા
આજે એના હાથે આખા જગનું સુકાન આવ્યું
આજે એના હોઠ હાલતાં હાલે જગના વાર્યું
ગોરાના એ એક તમાચે,
ગૂઢ લખ્યું'તું જે ઇતિહાસે;
એ શબ્દો ફૂટે ન ઉઘડે, કાળ નગારાં ગગડે;
વૃદ્ધ કૈસરના દાંત તૂટે છે, કાયા લથડી થથરે
તાજ—તખ્તના ડાળી ગયેલા, પાયા તડતડ તૂટે;
ઇતિહાસે ભારેલા પેલા, કાળ બોલ સૌ ઉકે.
હિંદ જીવ્યું છે, જીવશે ગાંધી, જીવશે ગાંધી મંત્રો,
ઇતિહાસે જીવશે સાથે એ વિરલ એક તમાચો,
ગોરા હાથે પડેલો તમાચો, ઉભી કીધી આંધી,
આફ્રિકાની પર ધરતીએ દીધો જગને બાંધી.

—શ્રી બળદેવ મોલીયા

( ૬૫ )

# જીવે ગાંધીજી આજ અહીં.

રાગ—ભોજા ભગતના ચાબખાનો

વાલમા ! જીવે ગાંધીજી આજ અહીં,
'સંત જીવે જુગજુગ' એ વ્યર્થ કથન નહીં: વાલમા૰
સત્ય ને અહિંસા એ ગંગ અને જમનાનાં
જીવનજળ પીને વળી પાઇ;
પ્રેમ અને ત્યાગતણો ગાજે પ્રયાગરાજ,
આજે ઉર, પુર, વિશ્વ છાઇ: વાલમા૰
બૌદ્ધોને બુદ્ધ-જ્ઞાન, ખ્રિસ્તીને ઇસુ-જ્ઞાન,
શીખોને ગ્રંથ-જ્ઞાન કઈ;
મુસ્લિમની પીડ-ભીડ ટાળંતાં દેવ બન્યો,
હિંદુનો છે તું સહુ કંઇ: વાલમા૰
સામ્ય ને સમાજવાદ, અન્ય છે અનેક વાદ,
રહે સહુ વિવાદમાં વટાઇ;
વાદ સત્ય તારો કે, રાય અને રંકમાંહે,
રામ જુએ રામરૂપ થઇ: વાલમા૰
રાવણનાં ધાવણ તેં ઓકાવ્યાં એકલાએ,
છાતી પર વજ્ર પાય દઈ;

રાવણુમાં રામ સાધી મર્યાદાપાળ બાંધી,
રામ ક્યી દેહ ઉર મહીં : વાલમા૦
સુદર્શન ઘૂમવીને પૂર્યાં ચીર પાટપાટ,
ભારતની લાજ તું થી રહી;
ઝેરઝડી વરસી તો ગોવર્ધન તોળિયો તેં
પાકયો તું કૃષ્ણ કળિ મહીં : વાલમા૦
શીલગુણ–સાગર ઓ ! હૈડાંનાં મોતીડાંને,
લખલૂટ લૂંટાવિયાં તેં કંઇ;
જાણ્યું કે હંસ ચૂગે, કરુણ્યો જોઇ કાગ, અને
ચાલ્યો : શું રીસ ચઢી ગઇ ! વાલમા૦
રોવાયે રૂપ કેમ? હાથે રૂપ રાખ કર્યું,
રૂપ–સાર માટી મૂઠી રહી;
ગુણકથા તારી કથી કોટી કીટ સન્ત થશે,
જીવશે તું અંત લગી સહી : વાલમા૦
પારસ ઓ ! ભારતની ભવ્યતાના વારસ ઓ !
દુનિયાના દેવ ! છે તું કહીં ?
ઊઠ, આવ, હોય ત્યાંથી, બોલ રૂડા બોલ બે,
રોઈ રહી ખુદ ' માણુસાઇ ':
' મોત તને મારે ના; આવ, બાપ ! અહીં;
વાંક વડા હોય લાખ, માફ કરી દઇ,
વાલમા૦

—ચુનીલાલ રામચન્દ્ર શેલત

( ૬૬ )

# નરદેવ.

ખાલી ખોખું શરીર માળખું લઇ ને ફરંતો,
ઉંચો, પ્રતાપી, દ્યુતિવેગ ધરંતો,
નરદેવ એક દીઠો.
ધોમ ધખી ધરણી ધ્રૂજે, ધ્રૂજે સાયર નીર
એવો પડછંદો, પગલાં દેતો, જાતો પેલે તીર
નરદેવ એક દીઠો.
સળગી ધરા, ભડકે બળે મા ભોમ
ભડકે ભડકે પાણી છાંટે, જંગે ચઢી યાહોમ
નરદેવ એક દીઠો.
માભોમ બીચારી આક્રંદ કરતી, પડી પરદેશીને હાથ
આંસુ લ્હોવા, છૂટી કરવા, નીત કરે નવજાગ
નરદેવ એક દીઠો.
માભોમ કાજે સઘળું અર્પી બન્યો સાધુ, સંત, ફકીર
ન કાંઇ લેવું, ન કાંઇ દેવું, મનમાં વેર ન લગીર
નરદેવ એક દીઠો.
મરતાં ને જીવતાં અમૃત સીંચી, લીધી ન એકે પાઈ
કહેવાનું હતું તે કહેતો ગયો – તમે રહો સૌ ભાઈ ભાઇ
નરદેવ એક દીઠો.
હાલતાં ને ચાલતા, મરતાં ને જીવતાં તેણે લીધું રામનું નામ!
ગોખલે ગોખલે દીવડા ઝબકે તેણે કર્યું એવું કામ.
નરદેવ એક દીઠો.

—પ્રકાશમ.

(૬૭)

# છેલ્લુ સ્વપ્ન*

(દુહાનો ઢાળ)

જેણે ભારતનાં મહા પાતક જેવી ગુલામીને કારણે ભેખ લીધો,
જેણે દાનવજનતથી માનવ જાત ઉગારવા ઝેરનો ઘુંટ પીધો;
નિજ માતૃભૂમિનાં કલંકને ધોવામાં જીવન જેનું હોમાઇ ગયું,
એવા, ભારતનાં એક સંત મહંતનું અંતર આજ વિંધાઇ ગયું.

જેણે વૈભવને તરછોડીને દોડીને વેરાગની વાટ સાધી લીધી,
જેણે દીન ને હીનનાં દુઃખથી દાઝીને સ્વાર્થની વૃત્તિઓ દાબી દીધી;
કઇ કોટી કંગાલોની સેવામહીં જેનું સુખ અને ચેન સોંપાઇ ગયું,
એવા, ભારતનાં એક ત્યાગી વેરાગીનું કાળજું આજ કોરાઇ ગયું.

નિજ માતની આઝાદી કાજ એણે રણજંગમાં જીવન હોમી દીધુ,
નિજ દેશની આબાદી કાજ એણે એનાં મોતને આવતું રોકી દીધુ;
એની સ્વાધીનતાની સંજીવનીએ મૃત હિંદતણાં પ્રાણ જાગી ગયા,
એવા, ભારતનાં એક વીરતણાં દિલે ઘાવ ઘેરા આજ વાગી ગયા.

જોવા જે ઉપવન એણે જીવનની બધી ઇચ્છા મહેચ્છાઓ રાખી હતી,
તેમાં આઝાદીનું ફૂલ ખીલવવા કંઇ જુવાનોએ માટેડી નાંખી હતી;
એવુ ઉદ્યાન ખીલેનાં ખીલે ખેડાયલું ખાક ખમીરનાં ખાતરથી,
એનાં પુષ્પ સુરંગી સુગંધી ભરેનાં ભરે ગોમકાને પરાગથકી;
ત્યાં તો વાયા આંધીઓનાં વાયરા એવા કે ધૂળમહીં એ રોળાઇ ગયું,
"હાય ! કેમ કરીને જીવાય હવે !" એનાં માળીથી એમ બોલાઇ ગયું.

આજ લ્હાય લગાવીને હિંદને લૂટે છે હાડકવાયાઓ હિંદતણાં,
આજ ભૂલીને ફોર્જનાં ભૂલાવિયા તણુ ખાય છે બાળક હિંદતણાં;
નિજ પ્રાણુ પોષાયો જે આબોહવાએ તે રેડીને વિષ બગાડી રહ્યા,
કઈ સૈકાઓની નીંદ ત્યાગીને જાગેલી હિંમતે આગ લગાડી રહ્યા.

પછી કેમ એના હિયે લાગે નાં આગ ?
દેખી દેશમાં દેશનાં લોહીનો ફાગ.
એને જોવી હતી આશ, સ્વર્ગ જલ્દી, તહીં નર્ક એ આજ વિલોકી રહ્યો,
એને જોવી હતી આશ, સત્યનો જય, ત્યાં પરાજય સત્યનો ડોકી રહ્યો.
જે વિનાશ ગયો હતો દેશ છોડી તે ફરી જાણે બારણા ડોકી રહ્યો '
હોય ભગ્નદિલે લથડેલા શરીરે વિનાશ એ આરનો રોકી ગયો;
એનાં અંગે અંગ રોમે રોમ રડે,
એનાં જીવન—સ્વપ્નનાં કોટ પડે

—મહેન્દ્ર વ્યાસ

* ગાંધીજીનાં છેલ્લા ઉપવાસ વખતે લખાયલું.

(૬૮)

## આશા

મંડાયા ઓચ્છવ મેળા માનવ્યશત્રુને ઘરે:
દૈત્યોની ઘોર ગાજન્તી આરતી આજ ઉતરે!
આનંદે ઉલ્લુકો: ગાયે ગીતો તિમિર રાજના:
હર્ષે શંખો ફૂંકાયે સૌ હિંસા—સૈન્ય સમાજના!
અભિનન્દે જયોન્મ અસુરો એકમેકને:
'શી છે ગુંજાશ આત્મની ભુજાઓ આપણી કને?
ધરી છે વિશ્વમાં શ્રેષ્ઠ: ધરામાં શ્રેષ્ઠ માનવી:
ને તેમાં આપણે શ્રેષ્ઠ—વિશ્વકર્તાતણી છબિ!
સત્ય ને ન્યાય ને ધર્મ ને એવા શબ્દ સેંકડો
સર્જ્યા છે શક્તિહિતોએ ઢાંકવા નિજના સડો!"
અને ધાયાં એ સૌ ધરણીતણું લેવા મણીવણું

દિધેલાં વિજ્ઞાને નિજ ભુજ ગ્રહી ગ્રાસ નવલાં;
ફૂંફાડીને જાગી સકળ જગનો ગ્રાસ કરતી
મહાહિંસા કેરી અયુતફૂણુ જ્વાળા ભુજગ શી!
યુદ્ધો મોટાં, ઉરો નાનાં વાસના વહ્નિ પ્રજ્વળ્યો!
બિન્દુમાં સિન્ધુનો ક્ષોભે, નિહાળી મેરૂપે મળ્યો.
મેરૂ ચળ્યો, સૂરજ સોમ ધ્રૂજ્યા:
આશા મૂકી સાગર—વ્યોમ ખીજ્યાં:
પૃથ્વી નિજ સ્થાન થકી ખરીને
બ્રહ્માન્ડની લહર ચડી હિંડોળે
(એવી ઉરે જન્મની ભીતિ દારૂણુ!)
પ્રકૃતિ વિકૃતિ પામે આવા ઉત્પાત સંભવે,
સંભવે ક્ષોભ નામે ના પ્રભુતા સતને ઉરે!
પ્રકૃતિ વિકૃતિ કેરા દારૂણોત્પાત દેખીને
અંતરે દ્રવિયા બાપુ; દ્રવ્યા, પણુ ડગ્યા નહિ!
શ્રદ્ધા સૃષ્ટા તણી લૈને, જનેતાની સહિષ્ણુતા
મૃત્યુનો વીરતા લૈને, લૈ આનન્ત્યની સ્વસ્થતા
આંસુ શક્તિઓ કેરા એ વાન્વટોળમાં તમે
ઊભા બાપુ, ઉરે જાય જગન્માંગલ્યના રમે!
સત્ય અસતના સંગ્રામો ના નવા, ન નવાઈના,
સત અસતને હાથે પામ્યું નિરંતર યંત્રણા
પણુ જીવનમાં બાપુ. આપે સધ્યં જ જે સહ્યું;
ઉર થરથરે સંભારીને: ન જાય મુખે કહ્યું!
દીધી કાયા દધીચીએ; ઇન્દ્રને વજ્ર સાંપડ્યું:
હણાયો વૃત્ર દેવોનું સદ્ય સૌભાગ્ય ઉઘડ્યું!

અહીં દધીચી ય તમે, તપસ્વિ
તમેજ વજ્રો મધયાશ છો તમે!
તો પુત્ર કેવો? વધ પામતાં છતાં
નવાં નવાં રૂપ ધરી વિલાસતો!
આવી વૃત્ર તણી માયા, ને આવું તપ આપનું
પુણ્યની ક્ષીણ કાયા....ને આવું સામર્થ્ય પાપનું!
નિહાળી કોઇ વેળા તો ધીરા ને ગંભીરાયતે
વિમાસે: સાચું શું તેજ—ચખે જે નિરખાયતે!
બુદ્ધ ને ઇશુ ને કૃષ્ણ: સ્વપ્નો માનવીનાં હશે?
કુંલેકું' પંચભૂતોનુ સદા આમ વણુ 'જશે!
કંજ કે પંક? આત્મા કે આભા ઇન્દ્રિયગ્રામની?
ઉર—દૌબલ્ય—પ્રેરન્તા સહુ એ ક્ષુદ્ર સંશયો
આપના જીવને બાપુ સર્વથા છે સમાવિયા!
"સખે કલ્યાણકારાની દુર્ગતિ ના થતી કદી:"
વાવિયા પ્રેમના બીજો ઉગવાનાં જ એક દિ'!
સુધા સંદેશ શ્રીકૃષ્ણે પાયો'તો કુન્તીપુત્રને:
જગને સંશયે ઘેર્યાં—પાર્યાં તેજ ફૂરી તમે!
તમે સંહારથી ત્રાસ્યાં જગની એક આશ છો:
અન્ધારે પન્થ ભૂલેલી પૃથ્વી કેરા પ્રકાશ છો!
સ્વપ્ન જગે નિદ્રિતો કેરૂં, બાધોનું મુક્તિગાન છો:
જૂના જાડ્ય જૂથો શું સ્ત્રાણનું અભિમાન છો!
સત્યનું કાવ્ય છો, બાપુ, કાવ્યનું સત્ય છો તમે!
વાંખતી કાવ્યને સાથે સૃષ્ટિ આ આપને નમે!

—કરસનદાસ માણેક

( ૬૯ )

# અહિંસાની કેડી.

ખંડ શિખરણી.

અહિંસાની કેડી
દીસે સીધી સાદી,
છતાં એની યાત્રા વિકટતમ હિંસાપથ થકી
અનેખો કો ગાંધી સમ વિરલ એકાદ પથિક
યુગે અંતે પાકે
અને આત્મા નેમે વિજય પગલે જાય ધપતો,
છવાયેલી કષ્ટો સહન કરતો મૌન સુધીર,
પ્રબોધ દે'તો એ જગત જનને પુણ્ય કથને:
'તમારા શસ્ત્રોના અડીખમ ઢગો ને શરીરના
પશુબળ વડે ને અગર તો
પ્રતાપે બુદ્ધિના અમર જય લાધે નહીં કદી
વિભુના શસ્ત્રોથી
અહિંસા, શાંતિ ને વિશદ ઉરના પ્રેમ થકી જ
ખરી શાંતિ લાધે, જીવન કરતી મંગલ સુખી
વિપથ પથથી સત્ય પથ પે
ફરી પાછા વૃત્તિ સકળ બદલી સત્વર તમે
અહિંસાના સાધો.'

—શ્રી ભુપેન્દ્ર દા. વકીલ

( ૭૦ )

# શોધી રહ્યો.

શોધી રહયો, હું શોધી રહયો,
મોંઘેરા મોહન હું શોધી રહયો.

મૃત્યુ પામ્યો એકલો સંધ્યા સમયમાં,
મૃત્યું એવું હું નિહાળી રહયો,
મોંઘેરા મોહન હું શોધી રહયો.

અશ્રુભીની સંધ્યા તો આવી ઉતાવળી,
આકાશે સૂરજ તો આથમી રહગો,
મોંઘેરા મોહન હું શોધી રહયો.

રડયા સર્વે ભાઈઓને રડી સર્વે બેનડી,
પોકાર તું ભાઇ ! કયાં પાડી રહગો
મોંઘેરા મોહન હું શોધી રહયો.

શોધું ક્યાં બેનડી ? જડશે કયાં મોહન ?
એની વધામણી આવી ગાજે,
મોંઘેરા મોહન ક્યાંયે ન જડે.

ખોયા છે પૂજ્ય બા, ને ખોયા છે બાપુ,
એવા ચોરને હું શોધી રહયો,
મોંઘેરા મોહન ક્યાયે ન જડયો.

—શ્રી વિનોદ ગાંધી.

( ૭૧ )

# ગાંધીની હાટડી.

( રાગ—કાયબા-કાયબીના ભજનનો )

એવી નવખંડ માં ન્યારી, ગાંધી ! તારી હાટડી ભાળી,
મોંઘેરાં મૂલ લેનારી, ગાંધી ! તારી હાટડી ભાળી.
તારી હાટડીએ સ્નેહ-સેવા ને સત્યના સોદા થાય,
અહિંસા કેરી એક કસ્તૂરી જગતમાં મ્હેકી જાય,

નવજીવન નિત્ય દેનારી,
ગાંધી ! તારી હાટડી ભાળી.—એવી૦-૧

તારી હાટડીએ હેત-હીરાકણી, મોત-મોતી તોળાય,
તાજ-તખ્તો ને રાજ-સિંહાસન, આજ સાંધણુમાં જાય,

ત્રિરંગી વાવટા વાળી,
ગાંધી ! તારી હાટડી ભાળી.—એવી૦-૨

તારી હાટડીએ ત્યાગ-વૈરાગના રંગ ઘેરા રંગાય,
તારા રંગે રંગાયલા એ તો કાળને કૂદી જાય;

મૃત્યુનાં અગ્નિ પાનારી
ગાંધી ! તારી હાટડીએ ભાળી.—એવી-૩

તારી હાટડીએ મૃત-સંજીવની ગુટિકા કંઇ ઘૂંટાય,
ધૂળ-માટીમાંથી માનવી ઘડતો, કીમિયો પણ પંકાય,

નવજીવન મંત્ર દેનારી,
ગાંધી ! તારી હાટડી ભાળી.—એવી-૪

તારી હાટડીએ ફૂલડાં ફૂલે ને વજ્ર વીંઝાતા જાય,
પ્રેમના તારા રસાયણે ધીંગા પ્હાડ પીગળતા થાય,
ડુંગર ડોલાવવા વાળી,
ગાંધી ! તારી હાટડી ભાળી.—એવી૦-૫
તારી હાટડીએ ફોરતી ફૂલેલ મ્હોરતી અમૃત-વેલ,
જડી-બૂટી તારી ઝટ ઉતારે, જુગો જુગ કેરા ઝેર,
મ્હાલપથો વેર ધોનારી,
ગાંધી ! તારી હાટડી ભાળી.—એવી૦-૬

—દુલેરાય કારાણી.

( ૭૨ )

## પળે પાછો.

તેજ બ્રહ્માંડમાં છાયા, આદરી ઈવ આદમે ;
ચક્રે ચક્રે વાધી, રૂંધતી પૃથ્વીને ભમે.
તિમિરનો વરપુંજ શિરે ધરી
નયનમાં ભરી વિશ્વકરુણતા ;
પતન માનવકુળ-ણાં ભરી,
ઉલટથી વધસ્તંભ ઇશુ જતા.
દિશાઓ આંખ મીંચીને આભ અંધારથી મરે :
પૃથ્વીના પેટમાંથીકો મૂંઝરી કારમી ચઢે ?
આકાશના આંસુ અનન્તધારા વહી,
ધોવા મથે ડાઘ ત્રિલોકમાં પડયો ,
યુગો વીત્યા; ઓસરતો ગયો નહિ,
અંધારનો ચંદ્રક ભાલમાં જડયો.

કડાક તૂટતું મીંડું, શંગ કાંચન જેમનું:
ઉછળે ને પડે પાછું, પયોધિનું મહાતનું.

પ્રલય આજ ફરી ઉછળી પડયો,
વને વને ખરતાં નીલ પાંદડાં;
સળગતો ગ્રહ વ્યોમમહીં દડ્યો,
વિમૂઢ વાદળ સૌ સ્થિર થૈ ખડાં.

પળ્યો આ કોણ પાછો જ્યાં, પળ્યા'તા એક દિ' પ્રભા?
ભૂંસાયેલા પદે ચાલી, ભરતો બ્રહ્માન્ડની દિશા!

ધરાતણા ઉછળતા નિશ્વાસા,
વંટોળિયા વ્યોમ બધું ભમી રહે;
દિશા થંભી વ્યાકુળ સ્તબ્ધ શ્વાસા,
ઊભી ઊભી આજ અસત્યતા મહે.

હોત જન્મ્યા ઇશુ હિન્દે! ન જાતા ક્રોસ પે કદી!
લોકની લોકવાણી ને આળ આજે ચડે નહીં

જગતની સુચિરંતન સંસ્કૃતિ,
ભટકતી મૃગજળથી અટકાવવી;
ભરતના કુળગૌરવની સ્મૃતિ,
વિસરતી, ફરીતો ફરકાવવી!

અશ્વમેધતણો જાણે, અશ્વરાજ ઘૂંઘવારતો,
પૃથ્વીના પાંચ ખંડોમાં, પડછંદા પ્રાણ પાડતો.

ભમી ભમી દ્વાર ધરાતણાં બધાં,
આહ્લેક એ અંતરની પુકારતો;

સૂતેલની સાંકળ ઠોકતો સદા,
ઝોળી અભાગી ભજવી પ્રસારતો.
પાપ, હિંસા, નિરાશાની, અહન્ત ભીખ માંગતો,
અબુધા લોકની બાને, નમીને પાય લાગતો.
મનુષ્યના પાપથી ઝોળીની ભરી,
અમી બધાં અંતરના ઉલેચતો;
સમુદ્રના ઝેરની ઘૂંટડી કરી,
અમી થકી શંકર વિશ્વ રેલતો.

વિશ્વના પાપનો ભારો, બાંધીને બાળવા જતો!
અંગના અસ્થિથી આજે, કાષ્ટના ચંદન ન તો!
જન સમુહ વિમૂઢ થઈ વદે:
"વધ કરો! વધ જીસસના કેરો!
ધરમશાસને દયા પદે
ચરણુ કાદવથી અભડાવતો!"
ઇશુના જગના લોકે, ખીલા ઠોક્યા શરીરમાં;
સ્વેચ્છાએ આજ તું ચાહ્યો, દેહ દેશ વિલીનમાં.
એ બારમાં એક હતો જાસુસ,
ઇશા મસીને પકડાવનારો;
વેહાન્ના બાવીસ કોટિ દાસ,
જુડાસના આજ થયા પ્રકાશે.
ઇસાને મરતાં લાગી, ક્ષણુ બે ક્ષણુ બે ઘડી!
આપીને તો ટીપે ટીપે, અંગ દેવું બધું ગણી!
આત્મઘાતણે એકલ બોધિસત્વ
ઇશામસી આ જગના ઇશાઇનો

જેનોતણું તાપસી જીવન તત્ત્વ,
ગીતાધ્વનિ હિંદુતણી વધાઈનો.

મનુકુળે મહા કાળે, કેળવ્યું જે મણીરત્ન;
પૃથ્વીના શેષને શિરે, મણિ એ, ઓપતો પથ

ઉજ્જ્વળ સમી મંગલ કામનામાં,
સંધ્યા ઉષા તુજ લોહી ફૂટશે;
કારુણ્યનાં મોજ મળી હવામાં;
આકાશથી આંસુ થઇ ખરી જશે.

સૃષ્ટિના અંત પર્યંન્તે, પ્હોંચતી ધર્મની છટા,
નહિ બાપુ! સહી જાશે, ઉધ્ધારેના પુનઃ કથા.

યુગે યુગે એક અલૌકિકાત્મા,
આ વિશ્વના ચક્રમહીં ધરાશે?
ન તોય ભૂખ્યો જગ દુષ્ટઆત્મા,
તૃષા ત્યજી શાંત સુરમ્ય થાશે?

મરે જો બાપુ તો કોણ, માનવી જગ જીવશે?
જીવશે સત્યનો સાધુ, કોણ આ જગથી જશે?
સૂર્ય; ચંદ્ર, ગ્રહો તારા, વધુ તેજસ્વી તો થશે?

—શ્રી કૃષ્ણલાલ શ્રીધરાણી

( ૭૩ )

## ભૂલવા ખાતર.

( ૧ )

હિંદ પાકીસ્તાનના ભાગે કરી ચાલ્યા ગયા,
અંગ્રેજની ઝેરી નીતિના ત્હોય પડછાયા રહ્યા;
આઝાદીનું સ્વાગત કર્યું : આનંદ ઘંટારવ બજ્યા,
કાળી ગુલામી હિંદની : ઘડીભર બધા વિસરી ગયા.

( ૨ )

ત્યાં તો ઉઠી આંધી પુરાણા ઝેરના અંગારથી,
ઘેરી લીધાં નંદનવનો દાવાનળે જ્વાલા થકી;
સ્વર્ગનો આનંદ ને સુખની ઘડી વણસી ગઇ,
બન્ધુ અને બંધુ તણા દિલની અગ્ની ચાલી ગઈ.

( ૩ )

છેલ્લો કટોરો ઝેરનો એ પી જવા 'બાપુ' ઊભા,
એકલા શંભુ સમા મથતા હલાહલ હારવા;
નોઆખલી, દિલ્હી, અને પંજાબના દર્દો દીઠાં:
ત્યાં ઝેરના ઉન્માદીએ બલિદાન 'બાપુ'નાં લીધાં.

( ૪ )

રોપે ભર્યું છે દિલ રસાતલ ડૂબોળવા તલચાઉં છું,
કિન્તુ અહિંસા ધર્મ માનવ પ્રેમથી ગમ ખાઉં છું;
માતૃદિલે કારી જખમઃ એ મર્મ ગ્રહવા ચાહું છું,
ભૂલવા ખાતર બધી યે વાત ભૂલી જાઉં છું.

—રમણીકલાલ લ્હોક

( ૭૪ )

# તપો તેજ

આત્મા મહીં સંગીત દિવ્ય સ્ફુરતાં,
દીઠાં કંઇ સ્વપ્ન વિશાળ આભમાં,
એ સ્વપ્નના રંગ પ્રપૂર્ણ થાતાં,
અપૂર્ણતા સૃષ્ટિ તણી વિદ્વારવા,
વિદારવા માનવની લઘુતા,
ખીલી જગે એ નવલી અહિંસા.

સૃષ્ટિ તણે પંક સરોજ ખીલ્યું,
ફોરાવતું સૌરભ ભાવનાની,
ફેલાવતું કોમળ પુષ્પપાંદડી,
બતાવતું પામરતા સ્થૂલોની.

ગુલામીના ઘોર તિમિસ્ર ટાળવા,
દીધો પ્રભુ આ દ્યુતિપુંજ દીવો.
આત્મા અમારે પ્રગટી છે ચેતના,
એનું તપો તેજ સહસ્ર વર્ષ.

લઇ જીવનના બધા હજી રહેલ મારા દિનો,
સુદીર્ઘ કરજો પ્રભુ, જીવનસ્રોત ગાંધીજીનો.

—શ્રી રતુભાઇ દેસાઇ.

( ૭૫ )

# જીવનનો કલાધર.

( અનુષ્ટુપ, ઉપજાતિ, વંશસ્થ )

યુદ્ધ. દાવાનળે દાઝયા, તપેલા પૃથ્વીતલે—૧
અમી વર્ષાવતી શીળી કોનીઆ પગલી પડે?
પુણ્યો ફળ્યાં ભારતની પ્રજાનાં!
અહો! મહાભાગ્ય વસુંધરાનાં!
ગુલામદોરે વસી મુક્તિ ગંગા!
ઊડે ધ્વજો અંતર-સ્નેહરંગ્યાં!
કોના સુણીને સૂર આંસુભીના
ગળી જતી વિશ્વની ઘોર હિંસા!
ઊલેચવા પાપ યુગોયુગોનાં
શું ઊતરી મૂર્તિમન્ત અહિંસા?
અંગો બધા સંયમથી રસેલાં,
કંગાળની હાય થકી ભીંજેલાં;
લંગોટીમાં કાય લઇ લપેટી,
ચલે પ્રભુપ્રેરિત પ્રેમ-મૂર્તિ.
કલ્યાણના ચેતનબોલ બોલે,—૨
વેરી રહે પુષ્પિત પુણ્ય પુંજ
ને કીકીઓ મંગલદ્વાર ખોલે,
રચાય ત્યાં શીતળ સ્નેહકુંજ.
હસાવતું કોમલ મુક્તહાસ
આનંદ વર્ષો ઝડીઓ ઝરી રહે,

આંખે ભર્યો પ્રેમતણો પ્રકાશ
ચમકાવતો માનવમેદની વહે.

ને અંતરેથી તપવારિ કેરા
અનેક ધારે ઉડતા ફુવારા
સિંચે નવાં જીવનથી નમેરા
દુઃખી ઉરોના રસશુષ્ક ક્યારા.

તૂટે યુગોની જડ શૃંખલાઓ,
ને ઉઘડે અંતરની કળાઓ;
ફાલેફુલે જીવનની સમૃદ્ધિ,
ખીલી રહે સૌરભ આત્મશુદ્ધિની.

ઝીલી રહે શાશ્વત અંજલિએ
તૃષા પીડાતું જગ દિવ્ય પ્રેરણા
અનેક કાને મધુરી સુણી રહે
અમીઝરી મંગલકારિણી વીણા.

ઝગર ઉડે ભાવિની ભાગ્યલેખા
જ્યાં એ જગે અંતરપ્રેમ પાથરે,
મુખે તરંતી સ્મિત સૌમ્ય રેખા
સંસારનો ક્ષુબ્ધ વિષાદ આવરે.

ટહુકી જગે ભારતકોકિલા, ને—ક
મૈયા તણા ગૌરવ દુઃખ ગાયા;
કલા કેરી પૂર્ણ કલાવતારે.
મૈયાતણા સંસ્કૃતિ દૂધ પાયા;

રેલી હતી ત્યાં લગી માતકેરી
હૈયાતણી સુંદરતા રસીલી.

તમે પ્રકાશ્યું શિવ સત્ય સુંદર
વિરાટ ઓ જીવનના કલાધર!
અહંગ છો સત્યતણા પૂજારી;
ઉરે સદા જાગ્રત કર્મયોગી.

એ સત્યને સુંદર પ્રકાશે
અંધારની ખીણુ ઊંડી વટોળતા
ને કર્મમાં, અંતરને અવાજે
આત્માતણી શક્તિ અમાપ ઢોળતા.

અજાત શત્રુ, સ્થિતપ્રજ્ઞ, સૌમ્ય
ઝંખી રહ્યા બ્રહ્મચર્યે જ બ્રહ્મ
નિષ્કામ ચર્યા નિરખી તમારી
પ્રત્યક્ષ ગીતા જીવતી નિહાળી

—ઉમાશંકર જોષી.

( ૭૬ )

# મૃત્યુંજય મહાવીર

જગતજીવનજ્યોતિ, હિંદહૃદયઆધાર,
મનુકુલમન-મોહન, સ્વતંત્રતા શૃંગાર.
રૂક્ષ હૃદય રડતાં પીગળે જડ પાષાણ
શોણિત શાં ઊભરે સ્થંલે પ્રકૃતિ પ્રાણ !........જગજીવન૦

પ્યારા રાષ્ટ્રપિતા !
મોંઘી દેહ મળે;
ચૂમે આજ ચિતા
ચંદન ચેહ જલે !
કરૂણાકર દેતો નિત્ય દયાનું દાન,
કરાવતો સૌને દિવ્ય સુધારસ પાન........જગજીવન૦

પાય પુનિત પડતાં
થાય ધરા પાવન,
કટુ કંટક વેરાતાં
સ્મિત-કુસુમિત કાનન;
પ્રેમરસાયણથી સૌ સંજીવન કીધાં,
સ્વરાજ્યનાં મીઠાં મુક્તિફૂલ દીધાં........જગજીવન૦

ચાહે નહિ શુભ જે....
ચાહે અધિક તેનું,
અખિલ ભુવન માંહિ
એક અજાતરિપુ;
હિંસા હ ! શકે શું નિત્ય અહિંસાનાથ ?
શહાદતનો સ્વામી કરતો શાશ્વત-સાથ........જગજીવન૦

વિશ્વ તણું વિજ્ઞાન
વર્તાવે વિષ વહેણુ;
છલકે શાંતિસુધા
અવધૂત કેરાં નેન.
હરિ-જનમાં જોતો સાચો વૈષ્ણવવીર,
તિતિક્ષુ વીતરાગી ધર્મધુરંધર ધીર........જગજીવન૦

સેવક સેવ્ય વિધાન
મરજીવો મોહન!
રાજ તાજ કિસાન
મજુર કે મહાજન!
અભયાંજન આંજી, પ્રજા બની બળવાન,
સ્વાર્પણથી સીંચે, રાષ્ટ્રતણું અભિમાન....... જગજીવન૦

વ્યોમવિશાળ ઉરે
ઝળકે ઋતરાજરવિ,
ઋતુ આર્દ્ર લસે-પ્રસરે
કિરણાવલિ સ્નેહકવિ?
આજ વિલોપ થતાં માનવતા-મોતી,
વસુંધર, નિશદિન મુકત મને રોતી........જગજીવન૦

વિશ્વવંદ્ય વિભુતિ,
સંસ્કૃતિ કેરો સાર,
અનુકંપાનુભૂતિ,
સમતા-શીલ-વિહાર!
ભારતનો ભડવીર રટતો રઘુપતિ રામ!
મૃત્યુંજ્ય મહાવીર રટતો અનંતનો આરામ........જગજીવન૦

-શ્રી મહેન્દ્રકુમાર મોતીલાલ દેસાઈ.
(કુમાર)

(૯૭)

# અમર વિભૂતિ.

ગોઝારી એ ઘડી હા ! હૃદય અમ ચીરે કાળ કાળો કસાઇ
વીંધી દીધા ઘડી જે ક્ષીર ઘ જાળ છૂટા પાઠનારો મસાઇ
દુઃખી બંધુ ફિરસ્તો સકળ જગતમાં પૂર્ણ એ માનવીને
કાળે ત્યાં તો ઝૂંટાવી : મુજ હૃદય નહીં માનતું તોય માને.
એ જ્યોતિને બુઝાવી : તહીં જગત બન્યુ માનવીથી વિહોણું
ને દીઠું સૂર્યહીણું પૃથિવી પટ પરે હિંદ સ્વાતંત્ર્ય વ્હાણું

જ્યોતિ તેં તો બુઝાવી સ્થૂળ, હૃદયમાં મહા જ્યોતિ જે પ્રજ્વતી
ના શકિત કાળ તારી વ્યરથ તુજ ફૂંકો હો ભલેને પ્રચંડ
દેહે બાપુ ગયા એ : વિભૂતિ અમર છે તો વિદેહી વિભૂતા
એ આત્માની પ્રભુતા અણું મહીંને વ્યાપી રે'શે સદાત્યાં

બાપુની ભસ્મને ઓ નદ સરિત સહુ ભારતી લોક માતા
આગે આગે વહાવે સમદર જલમાં ઐક્યને પંથ પે ત્યાં
ભેગી થાશે સુભાગ્યે બધીય રજકણો ભસ્મની ત્યાં ક્ષિતિજે
જાગે કો ભવ્ય જ્યોતિ અલખ સત અહિંસા ક્ષમા સાક દેતી
શાંતિ છાયા પ્રસારે મનુજહૃદય એ માનવત્વે ભરંતી
ઝીલી લેજો વિરાગે હૃદયપટપરે માનવીઓ કુભાગી

બાપુ બાપુ રહેતા પ્રતિ હૃદયમહીં ઊઠજો એક સાદ
થાશું ગાંધી સહુએ જગત જન અમે છોડી દેને વિષાદ
બાપુ ! સ્વપ્નો તમારા કરી અમ સહુના ને નવું હિંદસર્જી
ડંકો દેશું અમે સૌ અખિલ જગતમાં માનવી ધર્મ ગર્જી

—રમેશ મ. શુક્લ.

[ ૭૯ ]

# ' દૂર હજી વિશ્રામ.'

આતાકડે મુક્તિની ઝૂલે મોતનમાળ,
દિલ્હી ! તારે કાંગરે દીપક ઝાકઝમાળ.

ઝળહળે દીપકો દિલ્હીને કાંગરે,
લાલ કિલ્લા પરે મુક્તિધ્વજ ફરફરે,
છાતી પરથી જૂની શૃંખલાઓ સરે,
વાજતાં ગીત ઉત્સવ તણાં ઘરઘરે.

ફરતાં હોંશે માનવી મુખે ધરી ઉલ્લાસ,
તપસ્વી મારો એકલો, એનાં નેન ઉદાસ

બાપુ ! તારે નયન શી નિરાશા ભરી !
શા વ્યથાવહ્નિ ભીતર રહ્યા પ્રજ્વળી !
તેં મહા મુક્તિની કલ્પના જે કરી
એ ઇમારત દિસે આજ ધરણી ઢળી.

હાણાં વાયાં મુક્તિનાં, પ્રસરે નહિ પ્રકાશ ;
ગાંધી આડી વિચ્છેદની રૂંધી રહી આકાશ.

શત્રુએ વિષ તણી વેલ વાવેલ જે
પાંગરી એ હવે સર્વ ફૂલે ફળે ;
વ્યાધિઓ અવનવા શબ્દને મૂંઝવે,
ઘોર વંટોળ વિદ્વેષના સૂસવે.

બાપુ ! તારા હેતના મહેરામણ છલકાય,
પણ પત્થર પલળ્યા નહિ, મોજાં પાછાં જાય

લોક શાશ્વત જીવનનાં મૂલો વીસર્યાં,
સ્વાર્થીઓ લૂંટતા દેશ ભૂલી દયા.
અન્ન ને વસ્ત્રના આજ સાંસા થયા,
પીડિતો તુજ પરે મીંટ માંડી રહ્યા.
નંદનવન ઉજ્જડ થતાં પ્રજા કરે પોકાર,
પ્રલયપૂર હિંસા તણાં ઊમટે અપરંપાર.
તાત! જે દિવસ રણહાકતારી પડી,
જામિયા જંગ, રહી દંગ આલમ ખડી,
ખેલવા જુદ્ધ નવરંગ સેના ચડી,
મુક્તિની શી હતી મૂર્તિ મનમાં ઘડી!
સ્વપ્ન અમોલાં તાહરાં અટકે અંતરિયાળ,
આજે ચિન્તાએ નમ્યું ઉન્નત તારૂં ભાલ.
કોટિ કંગાલની નજર તારા પરે,
એકલો તું બધા ભાર હૈયે ધરે.
ભિન્ન માર્ગે પ્રજાપૂર આજે વળે,
ખિન્ન તારાં નયન સર્વ નિરખી રહે.
તારાં તપથી પ્રગટિયાં મુક્તિના અંબાર,
પણ બાપુ! ના ઊતર્યાં તુજ હૈયાના ભાર.
વિજય શો, વેદના રાષ્ટ્રની ના ટળે,
શિર ઉન્નત નમે સત્ય કેરાં બળે?
શો વિજય, જો ન આ બાગ ફૂલે ફળે
સીંચતાં ઐક્ય બંધુત્વ કેરાં જલે?
ગાજે ભારત કંઠમાં મુક્તિ તણા મલ્હાર,
પણ ઉત્સવ જાણે નહિ મહુનો તારણહાર.

તું કહે : "શું કરું ઉત્સવો ઉજવી ?
સાદ પાડી રહ્યું આર્ત નોઆખલી;
આગ વિદ્વેષ કેરી ભભૂકી રહી,
હૃદય કેરાં જલે એ રહી છાંટવી.

દિલે દિલે પ્રીતિ તણો પહોંચ્યો નહિ પયગામ,
મઝલ અધૂરી ત્યાં લગી, દૂર હજી: વિશ્રામ."

દૂર તારા હજીયે વિસામા રહ્યા,
ભીંસતાં પ્રાણને તિમિર ગાઢાં થયાં.
મુક્તિ ગંગા તણા નીર જે ઊતર્યાં
ક્યાંક અટવાઈ રૂંધાઈ વચ્ચે રહ્યાં

ભારતના અમિતલે વહેશે પાવન નીર,
ગંગા પાછી નહિ વળે બાપુ! ધરજો ધીર.

તાત! કંટક ભલે પંથમાં ઊમટયા,
તું ભગીરથ! જુએ જાહ્નવીની છટા,
વીંધીને આવી જે વ્યોમ કેરી ઘટા
ભેદશે જરૂર તે રુદ્ર કેરી જટા.

સત ઉપર નજરૂં ઠરી, માનવ પર વિશ્વાસ;
રહમ સદા જો રામની, થાઉં કેમ નિરાશ!
તપસ્વી! તારાં તપ તણી જગમાં ન મળે જોડ;
શા શા જનકલ્યાણના ઉરમાં ભરિયા કોડ!
ઉરમી વેદન ગોપવી, હસતે મુજ મહાપ્રાણ!
...પ દેજો રાષ્ટ્રને, ... પ્રવાસી.

(૮૦)

## બાપૂને

(ગુલબંદી છંદ)

હે વિરાટ! હે અનંત!
ભારતના દિવ્ય સંત!
વિશ્વવંદ્ય, મૂર્ત પ્રાણ, નિર્ભય, નિશ્ચલ, શ્રીમંત!
તપઃ શક્તિગર્ભ જ્વલંત, સુયશભર્યો દિગ્દિગંત
કર્મઠ હે કર્ણધાર!
માનવતા દ્વાર દ્વાર—
આજે કરતી પુકાર,
નિઃસહાય કળકળતી, થરથરતી,
દર્દભાર સહેતી—
ગદ્‌ગદિત હૃદય, આપને સંભારે છે.
હે અનંત!
દુર્ગમ આમ મુક્તિપંથ;
આજે છે સૂમસામ.
રક્ત થીજી આઝાદી, લાવી છે બરબાદી,
ને ક્રાન્તિ-દાવાનળ—
ભડભડતો બળબળતો,
માનવતાનાં પીયૂષ શોષે છે પળપળ, તો—
કેમ કરી મુક્તિનો પંથ બને સુગમ—

(૮૨)

# દરિદ્રનારાયણ બાપુ

નિશદિન દરશનકાજ ભમ્યો મંદિર, મસ્જિદ, અગિયારી,
ગગનચૂંબી મહેલાત, ઝરૂખા, બાગબગીચા બારી;
ઢૂંઢી વળ્યો નદી, ખેત, ગ્રામ, તીરથ, ગિરિ, ગોહર ઘેરાં;
પણ મળ્યા નમો નવ ક્યહીં પ્રભુ આ પૃથ્વી કેરા.

ત્યાં વાગી ભજનની લ્હેર એક હરિજન ઝૂંપડીએ,
અંતર પુલકિત થયું: ચાલ, મોહનને મળીએ,
પણ ભક્ત વદ્યા: નરસિંહ આજ નહિ અહીંઆ આવ્યા,
જો પાછે રડી રહી વૃદ્ધા, નાથ ગમ સ્વર્ગે સિધાવ્યા.

નેમ શૂન્ય જે નયન વૃદ્ધાનાં દડદડ ભરખમ વહેતાં,
ને વહન થકી એક વિશ્વપ્રેમીની કથા અનેરી કહેતાં;
તે અશ્રુબિંદુના તેજ મહીં તુજ તેજ મહાન નિહાળ્યું,
ઓ દરિદ્રનારાયણ બાપુ! તુજ સત્ય સ્વરૂપ મેં ભાળ્યું.

—મધુભાઈ પરીખ.

[ ૮૩ ]

# સાભ્રમતીના સંત.

કેમ કરૂં એનાં ગૌરવગાન હું? આભ ઉતારવું વ્યોમ,
એથી ય આજ કઠિન હું માનું ચીતરવું એનું રોમ.

એને તેજ વિશ્વ છવાણું
ગાતું એના ગુણનું ગાણું.

દિવ્યનયન એ માનવ, એનાં નેને જોયું જે દીશ
તે દીશ વિશ્વ નિહાળે ને ભાળે ઝાંખા ઝાંખા જગદીશ.

દાખ્યું એણે ઇશકેરાણું
એનુ રૂપ કેમ પ્રમાણું?

અમૃતઆંખે ને પ્રેમની પાંખે એ માપતા આભ અનંત;
ક્ષિતિના સર્જનહાર સમાણા એ સાભ્રમતીના સંત.

એને આંગ્યે ઉગ્યું વ્હાણું.
એને ચાલ્યે ચોટનું ટાણું.

જીવનજીતણહારને મૃત્યુએ આવીને કીધા પ્રણામ;
એને ય આદર આપી સ્વીકાર્યું બોલી મુખે "રામ રામ."

એવી મત કેમ હું જાણું!
ક્યાં ગિરિ! ક્યાં પરમાણું!

—'સ્નેહ'

(૮૪)

# વિશ્વવિભૂતિ.

કોણ તપસ્વી આવ્યો,
રે કોણ મહાજન આવ્યો?

વૈભવ, કીર્તિ, તૃષ્ણાત્યાગી
ભવ્ય ફકીરીનો અનુરાગી
દીન દલિતનો સાચો મૈત્રી
પથ્ય મહાવ્રતધારી
રે! ભારતગૌરવ ગાંધી!

જો જોને વસ્ત્રવિહીન શરીરે
પગ પાળો દૂર પંથે વિચરે
ઘોર તિમિરે જ્યોતિ ધારે
ડૂબતા માનવ તારે
રે! ભારતગૌરવ ગાંધી!

માનવમુક્તિ કાજ તલસતો
રંક અમીરના ભેદ ભૂલવતો
અજાત શત્રુ થઈને ફરતો
પુણ્ય પુરુષ કો દીઠો
રે! ભારતગૌરવ ગાંધી!

તપસી, અવધૂત, પંડિત કે એ
રાજનીતિજ્ઞ, વિચક્ષણ નર એ?
રણસુભટ, ચકિત કે છે

અણુંદીઠ વિપ્લવવાદી ?
રે ! ભારત ગૌરવ ગાંધી !

ભારતના ઉજ્જ્વળ આકાશે
સ્વાધીનતા નવ ઈતિહાસે
કુમકુમ અંકિત લેખ લખાશે,
ભારત ભાગ્ય વિધાતા,
એ વિશ્વવિભૂતિ ગાંધી.

—શ્રી જ્યોત્સ્ના શુકલ

(૮૫)

## ફિરસ્તાને અંજલિ.

(૧)

ભારતની ભોમનો મોહન મધુર આજ,
આકાશી વ્યોમ વાટ ઉડી ગયો
આશા ધ્રુવ તારલો આત્માનો હંસલો,
આજે અલોપ બની પોઢી ગયો.

(૨)

હિંદીના હૈયાનો દિલનો સિતાર એક
છેલ્લો રણકાર આજ મૂકી ગયો;
હે રામ ! હે રામ ! એવી અવાજ આજ
મોહન તનમુક્ત થઈ મૂકી ગયો.

( ૩ )

બાપુના મોલ વિના સૂના સંતાન સૌ
ભારતના બાલુડાં રડતાં રહ્યાં;
યમુનાના નીર અને દિલ્હીના દુર્ગ સૌ
છાનાં આંસુડાંએ રડતા રહ્યાં.

( ૪ )

સત્ય અહિંસા ને શાંતિનો દેવદૂત,
ક્રાંતિ અહિંસા જગાવી ગયો;
સૈકાજુની ગુલામ ભારતની ભોમને,
આઝાદી હાંસિલ કરાવી ગયો.

( ૫ )

મોહન મહાન સંત દૈવી ફિરસ્તાને,
લાખ લાખ વંદન પ્રણામો હજો!
મોહન પયગમ્બરને દેવોના દેવને,
લાખ લાખ અંજલિ પ્રણામો હજો!

—ભાનુ જ. શુક્લ.

( ૮૬ )

# રાષ્ટ્રના બાગબાં બાપુને.

( ઝૂલણો )

મુક્તિના તીર લાધ્યા છતાંયે પડી
રાષ્ટ્રની નાવ મઝધાર, બાપુ!
પાર તું થઇ જતાં કોણ કરશે હવે
ડોલતી નાવ આ પાર, બાપુ!
શાહ ન્હોતો છતાં શાહનોશાહ તું,
દિગ્દિગંતે હતી આણ તારી;
એક તારા વિના આજ સૂનો પડયો
હિંદનો ભવ્ય દરબાર, બાપુ!
ઘોર અંધારમાં આત્મની રોશની
પાથરી પંથ ઉજ્જવલ કર્યો તેં,
તું જતાં એ વિકટ પંથ પર દેશની
દોરશે કોણ વણઝાર, બાપુ!
પીડ પીડિત તણી પારખી સાંત્વને
એમના અશ્રુઓ કોણ લોશે!
કોણ કરશે પતિત ને તિરસ્કૃત તણો
પ્રેમભર ભાવ – સત્કાર, બાપુ!
ત્યાગ ને પ્રેમ સૌરભ બન્યા આત્મની
સત્ય–અહિંસા જીવન મંત્ર તારો,

( ૯૮ )

# સંત બાપુને.

અરર, ઓ પ્રભુ! આજ શું થયું સુકૃત સંત દેહ અસ્ત રે થઇ
અધિપતી હતો પ્રેમ સૃષ્ટિનો જગત હિરલો ચાલી રે ગયે.
સકળ સૃષ્ટિમાં શોક ઉદધી કરૂણતા ખરે પાથરી ગયો
જગત જ્ઞાનની જ્યોતિ પુંજ એ જગત હિરલો ચાલી રે ગયો
પ્રલય પૂર હા ઉછળી રહ્યો ક્ષમન સિદ્ધીનો સ્વામિ રે ગયો
જગત હાય રે ચાકડે ચડયું જગત હિરલો ચાલી રે ગયો
અમર આત્મ એ જ્ઞાનથી ભર્યો ગરીબનો પિતુ સ્વર્ગમાં ગયો
અમર આત્મને શાંતી શાશ્વતી પ્રભુજી અર્પજો સંત બાપુને

—જયમંગલ.

( ૯૯ )

# " અમર પંથના યાત્રીને—!

( મંદાક્રાન્તા )

આવ્યો હિંદે મધુર રણકો બંધનો તૂટતાં તે,
દિલ્હી દુર્ગે ફરફર થયો 'બાપુ'નો એ પતાકો;
ગાજી ઉઠ્યાં ગિરિ, તરૂ, અને મુક્તિઘેલાં મનુષ્યો;
વર્ષોકાલે તિમિર હણતું તેજ હિંદે સમાયું.

હૈયાં આજે તુજ નયનનો નેહ માગી રહ્યાં છે;
શોકાવેશે ઉરઉમળકા અશ્રુ વાટે વહાવે;
શુશ્રૂષાની સ્મરણ સરખાં આજ આવે ન કે દિ,
ને ત્યાગીની સતત વહેતી સત્યની નિત્યધાર.

જ્યોતિ તારી તકળ જગમાં આજ ભાસી રહી છે,
વિશ્વે તારી અમર કરણી 'દિવ્ય' આજે બની છે;
ઓ યોગી! તું મરણુ કરમાં આજ આવી ફસાયો,
કિંતુ તારી પ્રણુય મૂરતી આજ પ્રત્યક્ષ પામે.

"બાપુ" આજે વિષમઘટના આંસુ સારી મૂકે છે.
ને મ્હાદેવના જીવન સ્મરણો આજ બાળી મૂકે છે;
આઝાદીના અડગ પથથી લેશ તું તો ચળ્યો ના;
કારાગૃહે શયન કરતાં વીર સ્હેજે ડગ્યો ના.

માગે તારે હરખ વદને આજ લીધી વિદાય;
પાંત્રીસ કોટિ તનુજ પીગળે 'બાપુ' તારાં અરેરે!
ભૂલી એના વિરહરસમાં વેદનાઓ નિહાળી;
ત્રાસે હૈયાં ગડમથલમાં નેત્રથી અશ્રુખાળી.

તા. ૨૬-૭-૪૬ —મનુકુમાર બી. ભટ્ટ.

( ૯૦ )

# બાપુ ગાંધીજી.

ભારતમાને મુક્ત કરીને, અમર બન્યા મહાવીર–બાપુ ગાંધીજી !
યુગયુગનાં બંધન વજ્જરશાં, ભેદયાં જીવનવીર–બાપુ ગાંધીજી !

ડેસીમાના રેંટીડાને, ભારતવાસી ભૂલી ગયાં,
ઘરઘરનાં અજવાળાં રૂડાં સાથે સાથે શમી ગયાં;
અદ્‌ભૂત એ ડોસાને પગલે પામ્યાં અસ્ત તિમિર–બાપુ ગાંધીજી !

પરનું ખાધા, પરનું ચાલ્યા, પર રંગે રંગાયા જી;
પરનું ઓઢ્યું, પરનું પહેર્યું, પરના યશમાં ધાર્યા જી;
પરદેશીમાં રૂંધી ગયાં હાં ! તાર્યાં મોહનવીર—બાપુ ગાંધીજી !

જાતે કરવું, જાતે રળવું, જાત વિના 'સૌજૂઠું' જી;
જાતે ઝૂઝવું, આગે વધવું જાત પડે ઉદ્ધરવું જી;
સ્વદેશી આ છે, સ્વરાજ આ છે શીખવ્યું સત્ય ગભીર–બાપુ ગાંધીજી !

એકબીજાનાં, પ્રજા પ્રજાનાં, અંતરને ઓળખવાંજી;
વેર વિસારો, ઝેર શમાવો, પ્રેમ-સુધારસ પીવાજી ! ;
ભવ્ય સાધના, મંગળ સિદ્ધિ, શિખવી માનવવીર–બાપુ ગાંધીજી !

સત્ય જ, હા ! જીવનની જ્યોતિ, સત્ય જગતઆધારજી;
સત્ય ન છૂપે, સત્ય ન હારે, નવજીવન દેનાર જી !
મંત્ર સુણાવ્યા મનુજ–હિમાલય, સત્ય અહિંસા વીર–બાપુ ગાંધીજી !

—શ્રી મનહલાલ પ્ર. ભટ્ટ.

(૯૨)

# ગયા તમે ને.....

( અનુષ્ટુપ )

કારમી એક સંધ્યાએ સ્તબ્ધતા છાઈ'તી બધે,
ક્યાંકથી સુર આવતો "હણાયા બાપુ આજ રે."

( મિશ્ર )

નાં જીવ માને પ્રતિશબ્દ પાડતો,
"બને કદી એ" "કદી બાપુ તે મરે ?"
કિંતુ પિશાચી પૃથિવી પરે આ
પિશાચ લીલા કદી થંભી છે, ભલા ?
રામાવતારે જનમ્યો જ રાવણ;
કૃષ્ણાવતારે ક્રુર કંસ પાકીયો;
ના બુધ્ધ ઇશુ જીરવી શકાયા !
ગાંધીજીને ગોડસેએ હણ્યા ક્યાં!
જેણે ઉજાળ્યું અય વિશ્વ પ્રેમથી,
દેઇ ગયો જે નવ ભાવનાઓ,
કલ્યાણ સર્વે મનુ કેરૂં જ્યાં વસ્યું,
તેનું રે આવું થયું ક્રૂર મૃત્યુ.
મૃત્યું ! તું દીસે મહાભાગ ભાઈ !
તારી સોડે હોય આ જીવ ક્યાંથી ?
ઓ પુજ્ય બાપુ ! અમ બાળકોને
તજી સમાધી લઇ લીધ શે તમે ?

કોના આધારે તરે આજ. નૌકા
તોફાનીને ઘોર મહાસાગરે આ!
ગયા તમે માનવતા રડે છે.
પૃથ્વી સારી અંધકારે ડુબે છે.
તારી યાત્રા બાપુ જગતે અનેરી
આંસુ સારે વિશ્વકલ્યાણદેવી".
દૂરે તું થતાં જગ એકલું પડે;
તું વિણ બાપુ! અહીં સર્વ અંધ છે.
જીવી જાણ્યું, ને મરીને ય જાણ્યું.
તમે મરીને અમરત્વ પામિયા
શિવે પચાવ્યું વિષ દેવલોકને
પિયૂષ પાવા, તું ય ઝેર ગોડ્સેના
થકી સુતો મૃત્યુની સોડ તાણી
ને ગયે તારે મુખે હાસ્ય રેલે!
બાપુ બીજા કાળજા આયખુ જીવ્યા,
બીજા કાળે મૃત્યુ યે ન્હોરી લીધું.
આધાર સર્વે જ ગયો, ગયો રથી,
થશે હવે જે જીવતાં થયું નથી?

(અનુષ્ટુપ)

અહિંસા, સત્ય ને પ્રેમ જેને હૈયે વસ્યાં હતાં
દેશ શાંતી તણો સ્વપ્ન દ્રષ્ટા, ઈશ તણો દુત
માનવો જ્યાં કલ્યાણ કેરી જેને ધીલે હતી
મહાત્મા સંચર્યો સ્વર્ગે પૃથ્વીની સ્તબ્ધતાં વધી.

—નરેન્દ્ર પંડ્યા,

( ૯૨ )

# છેલ્લો કટોરો

છેલ્લો કટોરો ઝેરનો આ : પી જજો બાપુ !
સાગર પીનારા અંજલિ નવ ઢોળજો બાપુ !

અણખૂટ વિશ્વાસે વહ્યું જીવન તમારૂં :
ધૂર્તો દગલબાજો થકી પડિયું પનારૂં :
શત્રુ તણે ખોળે ઢળી સુખથી સુનારૂં :
આ આખરી ઓશિકડે શિર સોંપવું બાપુ !
કાપે ભલે ગર્દન રિપુ મન માપવું બાપુ !

સુર અસુરના આ નવયુગી ઉદધિ-વલોણે
શી છે ગતાગમ રત્નના કામી જનોને ?
તું વિના શંભુ ! કોણ પીશે ઝેર હોંશે ?
હૈયા લગી ગળવા ગરલ ઝટ જાઓ રે બાપુ !
ઓ સૌમ્ય-રૌદ્ર ! કરાલ-કોમળ જાઓ રે બાપુ !

કહેશે જગત : જોગી તણા શું જોગ ખૂટ્યાં ?
દરિયા ગયા શોષાઇ ? શું ઘન નીર ખૂટ્યાં ?
શું આભ સૂરજ, ચંદ્રમાંના તેલ ખૂટ્યાં ?
દેણી અમારા દુઃખ નવ અટકી જજો, બાપુ
સહિયું ઘણું, સહિશું વધુ : નવ થડકજો, બાપુ!

ચાબુક, જપ્તી, દંડ, ડંડા મારના,
જીવતાં કબ્રસ્તાન કારાગારનાં,
થોડા ઘણા છંટકાવ ગોળીબારના,

પાંચે તત્ત્વો ભળી ગયાં છે પંચમાં,
ને બાપુનાં અસ્થિઓ નજરે પડે.
અવશેષો ને ભસ્મોને વાચા ફૂટે;
કહે છે સૌને "કામે સૌ મંડી પડો!"

પ્રાત:કાળે વહેલાં ઊઠીને સ્મરો,
પ્રાર્થન, કાંતણ, ગીતાને ના ભૂલશો,
નિત્યે વાયુસેવન તો કરજો તમે,
ને ઝીલજો કંઇ રશ્મિઓ ભાનુતણાં.

બાપુજી! અમ ભાનુ ભર્ગ વરેણ્યશા,
પ્રાત:કાળે નિત નિત આશીષ આપજો!
પ્રમાદને આળસને સૌ જન છોડશું,
વરસી રહેજો બાપુની આશીષ જો.

દેવ થઇને ભજીએ માનવદેવને.
બાપુજી સમ માનવદેવ નહિ મળે;
ભક્ત હતા તે ભગવાને જ ભળી ગયા,
રહી ગયા છે સ્મરણો માનવઅંતરે.

સત્ય હતું તે સત્ય મહીં જ ભળી ગયું,
ઋત હતું તે ઋત મહીં જઇને ભળ્યું;
વરેણ્ય ભર્ગો દેવ તણાં તો ધ્યાનમાં,
નિત નિત વર્ષી અંતરને અજવાળશે.

—વ્રજલાલ મા. શુક્લ.

( ૯૪ )

# સુકાની ગાંધીજી.

( રાગ—ઘોળ ભજતના ચાબખાનો )

વાલમા ! ડોલંતી નાવ નીર રહી,
સુકાની બેઠો બાવન બ્હાર જઈ—વાલમા૦
સુકાની નીરક્ષીરવિવેકી હંસલો,
ભગવન્તો મોરલો એ કંઈ;
શૂરાનો સિંહ અને ગરીબોની ગાવડીએ,
દુઃખી જીવનભર, ભાઈ !—વાલમા૦
શંકર એ-ઝેરઘૂંટ પીતો ઝટ, દેવ અને
દાનવનાં દુઃખ શિર લઈ,
વિષ્ણુ એ-લાતની તો વાત કરી ! આપે ક્ષમા,
ગોળીઓથી ખૂબ વીંધાઈ—વાલમા૦
ભારતના ભાલનો એ કંકુનો ચાંદલો,
હરિજનની હુંડી હાથ ગ્રહી;
મૂડી મજૂરની એ દેવાતણુ હેમચૂડી,
હાકેમ હજૂરનો એ સાંઈ—વાલમા૦
ચાળીસ કરોડ કેરી સાચ બોલી જીભ, એના
દંત વિણુ સૌખ્ય સુખ મહીં,
હૈડું, શિર, હાથ, પ્રાણુ એ એજ—સહુ—સાથ,
એની ભદુઈ લાકડીએ ચહી !—વાલમા૦

ધનિકોનો ધર્મ અને રંકનો એ ન્યાય શુદ્ધ,
સેવકનો સાચ એ સિપાઈ;
સંત ને સમાજનો એ તાજ વિના રાજ ઠર્યો,
શું શું એ હોય–હતો નહીં ?—વાલમા૦

ડોલતી નાવડીને સ્થિર કરી હામીએ,
ભારણ–ભય વામીએ એ કહીં,
સત ચીંધ્યે પુણ્યપંથ ખેવટ થઈ ખેડીએ,
જરી યે ના જાય જોખમાઈ;
સુકાની સમો લોહીલખ્યો સિદ્ધ મંત્ર આઈ,
'રામ નામ, રામ કામ, રામ રોશનાઈ.'—વાલમા૦

—ચુનીલાલ રામચન્દ્ર મેહતા

(૯૫)

# જગ મોહન.

(સોરઠા)

પૃથ્વી પાવક નૂર અસંખ્ય પુરુષ આવ્યા ગયા ;
પણ જગમોહન શૂર, મહાપુરુષ દૈવી થયો.
શસ્ત્ર ધર્યું ન હાથ, ખાલી સુતર તાંતણે,
મામુલી તકલી હાથ, હિંદ બેડી તોડી ગયો.
શંકર બુદ્ધ ને ખ્રિસ્ત, પયગંબર જરથુસ્ત વીર ;
આતો અપૂર્વ શિસ્ત, શીખવી પ્રાણ દઇ ગયો.
શક્તિ સુદર્શન જન્ય, કૃષ્ણથી પણ એ ચક્યો :
ચલાવ્યું હણ્યો ન અન્ય જાત ઊપર ચલવી ગયો.
હિંદ ગુલામી જંજીર, ગાળીને ગોળી ઘડી,
ઉદધિ મંથન ઝેર, નીલકંઠ એ પી ગયો.
સીધી રીતે મોત, દેતાં કુદરત પણ ડરી.
શત્રુને ય સંકોચ, નિજ બંધુ હાથે મર્યો.
ગયો છતાં યે સમક્ષ, દેશે દેશે દિલ વસ્યો ;
અખંડ રોતી અક્ષ, જીવનમુક્ત એ છે થયો.

—અં. ઉ. દવે.

(૯૬)

# ધરિત્રાનું રુદન.

સૂની રજનીમાં ધરતીનાં ડૂસકાં સુણાયાં !
આકાશે ઇન્દુનાં જળ લોચનો ભિડાયાં !
સૂની રજનીમાં ધરતીનાં ડૂસકાં સુણાયાં !

પંખીનાં ગાન ન'તા,
પર્ણો સૂમસામ હતાં,
હવામાં લાખ લાખ હીબકાં સમાયાં !
સૂની રજનીમાં ધરતીનાં ડૂસકાં સુણાયાં !

નીરવતા છાઈ હતી,
શોકિત વનરાઈ હતી,
ઝરણાંથી ક્રન્દનના સ્વરમાં હબાયાં !
સૂની રજનીમાં ધરતીનાં ડૂસકાં સુણાયાં !

ઈશુ ને સુકતુની
આપી ગઈ યાદ જૂની,
આંખોમાં આંસુના ધોધ ઊભરાયા !
સૂની રજનીમાં ધરતીનાં ડૂસકાં સુણાયાં !

હૈયાના હીર સીંચી
અનુપમ પ્રતિમાઓ રચી;
મહેકાવતી વિશ્વબાગ
અણમૂલ ફૂલવેલ લચી;
છૂંદી ક્રૂર કાતિલ ! લઈ સુગંધ કાયા !
યુગતમના તારક ! તેજ ઓલવાયા !
સૂની રજનીમાં ધરતીનાં ડૂસકાં સુણાયાં !

—'શશિન' ઓઝા.

(૯૭)

# મૃત્યુનો યાત્રી.

[ શિખરિણી ]

'અરે ગાંધીરાજા !—' શબ્દ અધુરા એ રહી ગયા
અને કંપી વાચા કહી નવ શકી તે નયનની
મૂંગી અશ્રુવાણી રહી ટપકી; ગાંધીચરણમાં
પડીએ મૂર્તિ, ને હજી—અણખિલ્યા-બુદ્ધ-ચરણે
અજાણી કે જાણે લચી પડી સુજાતા ઉરવીની.
હજી લોહીલેખો સુજનકીર્તિહાસે નવ સૂક્યા
નવું પાનું તેવે લખવું અમીઆંકે શરૂ કર્યું.
અનેરૂ ગાંધીએ, ગિરમિટ થકી હિંદીમજુરો
બચા'વા આફ્રિકા મહીં લડત સત્યાગ્રહ તણી
લડ્યા; પોતે વેઠી, હૃદય પલટાવ્યા અરિતણાં.
નવેલા એ યુદ્ધો હૃદયવીર કે હિન્દનબીરો
પડશે, એવી આ તરુણવિધવા અશ્રુવચને
વદે: 'ગાંધીરાજા'! શિર ચરણધૂલિ પર મુકે,
'નિસાસે દાઝ્યા, ને ચખજલથી ભીંજ્યા ચરણ; ના!
અરે ભીંજ્યું, દાઝ્યું હૃદય! હજી તો ઉંબર પરે
ઉભો'તો એવા કે શત સમરને વીર નર એ
હજી તો પોતામાં શતશત લડાઈ લડવી છે,
લપેટી વિશ્વોને હજી ન પ્રકટ્યો પ્રેમ ઉરમાં
પુરો, તો યે આવી કરુણ કુરબાની નિજ કને
થતી, તેના સાક્ષી થવું કયમ? વલોવાયું ઉર એ.

કંઇ એવું એવું પળમાંહીં ઉંડું, વાણી નીતરી:
'અરે બાઇ! એ ના! તુજ પતિ મર્યો ના ગણીશ તું,
ગયો મૂક્તિ કાજે સહુતણી, મર્યો એ અમર છે;
અને ગદ્ગદ્ કંઠે વધુ ન વદવા દીધ કંઇ તો
પરંતુ ઊઠાડી નિજ કર થકી, ને ઊભી કરી
ખભે માયાળુ એ કર રહી ગયો, ને ઉભરતી
ઘવાએલી આંખો મહીં ડબક ગાંધીચખ ડુબ્યાં.
અને પોતામાં એ નયનજળ લાવ્યા ભરી બધાં.
હતી થંભી વાચા, નયનજળ થભ્યાં પણ નહીં
અચિંતો ગાંધીના મુખથી શબ્દો કે સરી પડ્યા—૩૦

અનાયાસે, 'બાઇ! તુજ સમ કંઈ હિન્દ રમણી
થશે સ્વામીહીણી, જનનીભૂમિ ત્યારેજ છુટશે,
—અને મારી ઝોળી પણ તુજ થી જ્યારે થઈ હશે'—૩૩

—ઉમાશંકર જોષી

( ૯૮ )

# ધન્યભૂમિ.

ધન્ય ભૂમિ ગુજરાત માત તુજ ભાગ્યલેખ કંઇ ભા ય દીસે,
સહુ સાધુનો સાચો સાધુ સાબ્રમતિ જલ તીર વસે.
રગડસ તારો ફરી બતાવો દેશલોક અહીં આવ્યાં છે
ધર્મકર્મને સતેજ કરવા ભારત દેશ જગાવ્યો છે
—ધન્ય ભૂમિ.

દિવ્ય તેજ એ દિવ્ય ફરીથી દેશપ્રેમ પ્રગટાવે છે,
પયગમ્બરી શી પ્રભા અનેરી દિલદિલ જ્યોત જગાવે છે.
—ધન્ય ભૂમિ.

મોહન તારૂં નામ મીઠડું રગ રગ ચેતન લાવે છે,
સેવાના એ સંત ગાંધીજી દર્શનથી મન ભાવે છે.
—ધન્ય ભૂમિ.

ધન્યભાગ્ય એ કુંજ ગુર્જરી ધન્યભાગ્ય એ નંદનવન,
ધન્ય ભાગ્ય સૌરાષ્ટ્ર સુજનતા જ્યાં પ્રગટે પ્રભુતાનાં જન.

( ૯૯ )

## અમર અહિંસા.

જ્યારે અમૂલ્ય શોણિત બિંદુ પડ્યા ધરા પર,
મૂંઝી ધરા વદી, " હું થઇ ધન્ય રે વિરલ નર
જીતી ભલે ને હિંસા છે એક ક્ષણને લીધે
થઇ ગઇ અમર અહિંસા એ સ્વાર્પણને લીધે "
ત્યાં રક્ત-બિંદુ ઉન્હા વધા ચૂમી ચરણને,
" બાપુ તમે અમર થઇ મારી બચા મરણને."

—અમીન આઝાદ

( ૧૦૦ )

## અનંતરૂપ.

( સારંગ )

પળે પળ જુજવા રૂપે રે
બાપુ ! સુરત ત્હારી દીઠી....
મલીનતા છાઇ ધરતી એ તમસ ઘન પથરાયા
માનવતાના ખંડેરોમાં પશુતા પુંજ ખડકાયા
પાપલીલા લહેરાઇ ચોદિશ પુણ્ય બધા ભરખાયા
નવસર્જનના સ્વપ્ન ગુલાબી રાખ મહીં રોળાયા
મૃત બનેલી માનવતાને ફરીથી સજીવન કરવા
ઝેર જગતનાં જીરવી એકલ, જગને અમૃત પાયા
તે દિ મંગલ રૂપે રે
બાપુ ! સુરત ત્હારી દીઠી
સ્વાધીનતાનો જન્મ મચ્યો તો નવસર્જનની વેળા
સ્વાર્પણરંગી રણુકમ ગી, માનવ થયાંતાં ભેળાં

ઘોર અત્યાચાર પ્રીતમનાં અસુર દળ ઊભરાયાં
સંહાર-લક્ષી અગનઝાળમાં લખલખ શીત હોમાયાં
હિંસાના ઉન્મત્ત બળ સામે આત્મ બળ ટકરાવ્યું
'મુક્તિ-મરણ'ના વીરલ મંત્રે અસુર-બળ નમાવ્યું
તે દિ ગહ્વરથી રૂપે રે
બાપુ ! સુરત ત્હારી દીઠી.
ભાગ્યહીન આ ભૂમિ ઊપર ક્ષણિક અંધ ભ્રમણામાં
ધર્મ અને મઝહબના નામે રૌરવ નરક સરજાયાં
ભાનભૂલી નિજ ભાઈ ભાઈનાં ખૂન પીવાને ધાયાં
વૃદ્ધ, શિશુ ને અબળાઓના ભેદ બધાય ભૂલાયા
'વેર શમે ના કદિ વેરથી, વેર થી જ શમવવા
પ્રેમ શાંતિના દઈ પયગામો અમન અમીએ બુઝાયા
તે દિ અવધૂત રૂપે રે
બાપુ ! સુરત ત્હારી દીઠી.
દેવ મહેચ્છા મનુજ રૂપે ધરતીએ અવતરવા
ભુલાયલી કૃષ્ણ-ગીતાનાં ગીત ફરી ગુંજવવા.
બૌદ્ધ, ઇશુ ને પયગમ્બરનાં સ્વપ્ન સર્જન કરવા
રામરાજ્યની ભવ્ય કલ્પના પુનઃ જગે પાથરવા
જગ માંગલ્યના પરમ પ્રવાસી, અનંત યાત્ર કીધી
વિશ્વને હુંફ દેવા કાજે, જાત જલાવી દીધી.
તે દિ બ્રહ્મસ્વરૂપે રે
બાપુ ! સુરત ત્હારી દીઠી.
યુગ અવતારી રૂપે રે
બાપુ ! સુરત ત્હારી દીઠી.

—ચંપકલાલ પરીખ.

(૧૦૧)

## રામભક્ત બાપુ.

આજે વિશ્વનો તારણહાર ગયો,
આજે ધર્મનો ધારણહાર ગયો,
સતજુગ પ્રવર્તક પ્રાણ ગયો,
આજે સર્વને સાચવનાર ગયો!

જુગજુગનો દૈવી સુપુત્ર ગયો,
આજે વિશ્વનો ભવ્ય વિરાટ ગયો,
રામભક્તોનો રક્ષણહાર ગયો,
ધરા અંતરનો અભિરામ ગયો!

આજે કૃષ્ણનો કર્મનો યોગ શમ્યો,
આજે શંકરનો ય વૈરાગ્ય જલ્યો,
આજે જીસસનો સહચારી ગયો,
આજે મહમદનો શહકારી ગયો,

અમને સુનાં મૂકી સાચો સાથી ગયો,
અમને દિક્ષા આપી ગુરૂમંત્ર ગયો,
અમને રાહ ચીંધી દ્રષ્ટિદાતા ગયો,
અમને પ્રીત આપી પિતા પોઢી ગયો!

રામરાજ્ય ઉપાસક સાચો ગયો,
ઝેરના અબ્ધિ પીનાર અગસ્ત્ય ગયો,

ધ્રુવતારો અચાનક અસ્ત થયો,
જ્યોતિરૂપ પિતા આજે પોઢી ગયો !

જેણે રક્ત દઇ દઇ રક્ષા કરી,
તેની મંગલ કાયાને કોણે હણી,
જેણે પ્રાણ ભરી સૌને પ્રીત કરી,
તેને કોણે ભયાનક ગોળી ધરી ! ?

જેની પ્રીતની ઓળખ સૌને હતી,
જેની માયાભરી આંખ મીઠી હતી,
જેનાં અંતરના અમી પીને સદા,
દુઃખમાં ય ધરા પ્રીને હસતી હતી !

અસી ધારા વ્રતે રાષ્ટ્ર રક્ષા કરી,
જેણે જાગી સદા રખે ાળી કરી,
વિશ્વધર્મ ધરી હરીઆળી કરી,
વેદપુત્ર પરે ગોળી કોણે ધરી ! ?

જેણે હિંસાના સૈન્ય હઠાવી દીધાં,
પ્રીતે શત્રુના શસ્ત્રોને મ્હાત કીધાં,
વાણી મંગળની અમીધારા સરી,
ધર્મવીર પરે ગોળી કોણે ધરી ! ?

અશાન્તિમાં કાયા ઓગાળી હતી,
સુખ શાન્તિની સેજ હઠાવી હતી,

હૈયે દુઃખીયાની ચિતા જલતી હતી,
એવા જોગી પરે ગોળી કોણે ધરી ! ?

જેનો કાયાના રક્ષણ કાજે પ્રભુ !
હસી હસીને મસ્તક દેત પ્રભુ !
જેની રક્ષાને કાજ સદાયે જાગી,
અમે જુગજુગના વૃત લેન પ્રભુ !

એની ચરણ ધુલી લઈ પુનિત થવા,
કહો કોણ એ દેવ અધીર થયા,
કહો કોના અભાગીના આચરણે,
અહિ સતજુગનાં તેજ અસ્ત થયાં ! ?

હવે સાગરો સાતે છોને ઉછળી,
જગ આ બધું જલજલાકાર કરે;
એક મહા અનલ ભલે છોને બળી,
આ જગ બધું ભસ્માંકાર કરે !

ભલે સુરજની જ્યોત સળગી ઉઠે,
ભલે ચંદ્રકિરણોથી અગ્નિ ઝરે,
ભલે હિમનાં શિખરો શ્યામ પડે,
ભલે નદીઓનાં નીર પાછાં ફરે !

ભલે આંધી આવી સર્વ ભગ્ન કરે
ભલે રૂદ્ર આવી મૃત્યુ નૃત્ય કરે,

ભલે આકાશી તારાઓ તૂટી પડે,
હવે તેની તમા મને ના જરી યે !

આજે જ્ઞાનની વાતો યે ગમતી નથી,
અમને શાન્તિની સીખો યે જચતી નથી,
પ્રશ્ન આવી રહે એક હૈયુ ભારી,
અમ બાપુજીને ગોળી કોણે મારી !?

દુઃખ જવાળાઓ કેમે ય શમતી નથી,
કયાયે આણ જરા ધરા ઠરતી નથી,
જાણે ધરતીમા સત્યનો વારો નથી !
રામભક્ત હણ્યે, રામ કયાયે નથી !?

—શ્રી કુસુમ ઠાકોર
એમ એ. (યુ.એસ એ)

( ૧૦૨ )

## દેવદૂત

"આકાશે યે, કદી ન ઉગરે માનવી, નાશમાંથી !
પાણીમાં યે જરી ન બચતો માનવી ત્રાસમાંથી !
પૃથ્વી પે ના ઘડી વધુ જીવે માનવી એવું યંત્ર
સારી શક્તિ મુજ કરતલે શોધ્યું મેં એવું જંત્ર
લાધી શક્તિ અખૂટ અણુમાં, શક્ય છે સર્વનાશ
મારે કાજે સકલ સઘળું માનવી હું વિરાટ."
સૂણે બોલો જગત જનની મત્ત એ માનવીના,
વિચારી ને થરથર ધ્રૂજે, બોલ એ માનવીના ?
સૃષ્ટિનો શું લય સમીપે ? સર્વનો નાશ થાશે ?
હિંસા કેરા અસુર બળનું આજ સામ્રાજ્ય થાશે ?
મારો આજે શિશુ ક[illegible]ત થૈ ક્રૂરતામાં વિલાસે ?
ત્યાં તો આવ્યો પુનિત જગમાં સ્વર્ગથી દેવદૂત :
"ના, ના, એવું કંઇ ન બનશે, માનવી છે સપૂત.
એ તો આજે ફસી સરી પડ્યો આસુરી જાલમાંહિ
આવ્યો એને ઊંચકી મૂકવા હું નવા માર્ગમાંહે.
ઝંઝા થાયે કદી ન ડરશો, સૃષ્ટિ ના નાશ થાયે
મારે હૈયે અમર દીવડી પ્રેમની ના વિલાયે
જ્યોતિ એની જગત ભરશે, શાંતિ સામ્રાજ્ય થાશે
પૃથ્વી થાશે સ્વરગ સમી ને માનવી દેવ થાશે."

—પ્રપન્ન ગો. કાછ.

( ૧૦૩ )

## સંત – સાધના.

વિષાદે નેણુ ઘેરાયાં થંભેલા કાલ-દેવનાં,
અંકાતી રેખ ચિંતાથી પૃથ્વીના ભવ્ય ભાલમાં;
આભ ગામ્ભીર્ય ઘેરું ને મસ્ત અસ્વસ્થ સૌ દિશા,
ભાવિના ચિંતને આજે વિશ્વશિલ્પી ડૂબી ગયા !
મૌન નિર્વેદની છાયા સર્વને ચિત્ત ફેલતી,
આંધારાં જાગતાં દૃષ્ટિ શોકભારે ઢળી રહી.
વિશ્વયુદ્ધે વલોવાતાં પૃથ્વીના કૈંક માનવી
મુક્તિ-બંધુત્વ-જોગીનાં કષ્ટ પેખી રહે રડી
મુક્તિ ને ઉન્નતિ સૌની સત શોગાવનો ચહી
અર્પે છે આજ આહુતિ અમૂલી જિન્દગી તણી !



'સૃષ્ટિમાં સાધુતા વ્યાપે, પ્રેમગંગા વહે બધે,
અહિંસાનાં-અમી પીને માનવી-આત્મ પાંગરે.
"સેવાની સૌરભે સૌની જિંદગી ધન્યતા વરે,
ત્યાગની નિર્મલા કંથા સંસારે સર્વ કો ધરે
"અસત્યો અસ્ત પામે ને શમે અન્યાય શૂન્યમાં
સોનેરી કિરણો વિશ્વે ફેલાયે પૂણ્ય-સૂર્યનાં
"પીંજરાં સર્વ તૂટે ને ગાન મુક્તિતણાં રમે,
વિશ્વનું ગાન સંવાદી સૂરથી આભને ભરે"



–શંખના ઘોર નાદો જ્યાં કાળજું વિશ્વનું ચીરે,
વેણુ ત્યાં સંત ગાંધીની બાજતી કોમલા સ્વરે.

બસૂરા વાદ્ય ઉત્ક્રોશો ચૉગમે તોય સંતની.
ત્યાગ ને પ્રેમનાં ગીતો રેલતી ધીર બંસરી,
(કિન્તુ સંતોતણા પંથો વિપત્તિપૂર્ણ છે સદા,
સિદ્ધિએ સિદ્ધિના ગર્ભે આકરી દીર્ઘ સાધના !)
સ્વાર્થ વંટોળ જ્યાં જામે, ક્ષુધા સત્તાતણી ક્હે.
'ત્યાગ-મુક્તિ-અહિંસા'ના સૂર ત્યાં કોણ સાંભળે ?
વેરની રંગભૂમિ ને લોહીની મ્હેફિલો ઊડે,
પ્રેમ–બન્ધુત્વની બંસી કોણ ત્યાં નવરું સુણે ?



શ્રદ્ધાની સ્થિરતા તોયે સન્તના સૂરમાં વસે,
વિપત્તિ–વર્ષણો ઝીલી આત્મ ઉલ્લાસમાં લસે !

કુંડાળા ઝેરીલા સામે, રોષના ઉગ્ર તાપમાં,
એનો તો અર્ઘ્ય ફૂલોનો, અંજલિમાં સુધા સદા.
"મુક્તિનાં તોરણો જ્યારે લ્હેરશે દેશ–દેશમાં,
શસ્ત્રને ભૂલશે જ્યારે વિશ્વકેરી પ્રજા–પ્રજા ;
સાધ્ય ને સાધનો સર્વે શુદ્ધતા પામશે યદા,
મંગલા વિશ્વ–શાન્તિનાં સોણલાં મ્હોરશે તદા !"
સન્તની આર્ષવાણી આ ખંડ–ખંડે ફરી વળે,
ખેલાતા તાંડવે પાછી એની એ મોરલી બજે.



"હિન્દો જે સંસ્કૃતિકેરી રક્ષા તો માર્ગ એક આ
જંગો જે વિશ્વમાં થાતા તોય છે રાહ એક આ :

"ધૂએ જે મેલ બીજાના શુદ્ધ તેને થવું રહ્યું !
અંધારાં ફેઠરાં જેને તેજ તેને થવું રહ્યું !
"દુષ્ટથી દુષ્ટનો નાશ વિશ્વમાં સંભવે નહીં !
દુરિતો અન્યનાં ચાંપી વામી ના શકશે કદી !
"અન્યનાં પીંજરાં કેરાં પંખીઓ મુક્ત જે ચહે,
પોતાનાં પંખીડાંને તે શીદને પીંજરે રુંધે ?
વેરનાં સર્વ વૃક્ષોનું બીજ સ્વામિત્વ-વાસના !
જેનું જે હોય તે તેને-સાચી એ ન્યાય ભાવના !
"વિશ્વના હિત કાજે ને પોતાના લાભ ખાતરે,
જેનું ના હોય જે તેણે તે ઘટે ત્યાગવું ખરે !
"બને જો એમ ના તો તો"-થંભીને સંત ઉચ્ચરે,
'જેનું જે હોય તે તેણે પામવું નિશ્ચયે ઘટે !"

✠

સત્તાની મોહિની કિન્તુ પાઠ આ ના પઢાવતી !
નિર્બલોની ભુજાઓ આ સૂત્ર-સિદ્ધિ ન પામતી !
ડૂબતા વિશ્વને તેથી સંત-સંદેશમાં મળી,
ગાંઠાં તોફાનમાંથીયે પાર ઉતારતી તરી !
કરોડો દગ્ધ હૈયાંની વેદના શબ્દ ધારતી,
નિરાશા ઘોરમાં આશા-જ્યોતની રેખ લાવતી.

✠

"જેનું જે હોય ના તેણે તે બધું ત્યાગવું રહ્યું !
જેનું જે હોય તે તેણે નિશ્ચયે પામવું રહ્યું !

અહિંસા-લેખિની લેઇ રચો સૌ વિશ્વ કો નવું,
જેમાં ના હોય સામ્રાજ્યો-ગુલામી-યુદ્ધ ભૂતડું !
"લૂંટ ને થાપણો સૌની વિશ્વમાંથી સિધાવજો !
અનસ્તિત્વે બધા ભેદો વિશ્વકેરા વિદાય લો !
"પીડાતાં ને પીલાતાં સૌ ! શૃંખલાબદ્ધ માનવો !
વિશ્વના ઘુમ્મટો નાદે સત્યના આ ગજાવજો !"
-વિશ્વે આંગણે ઘંટા માનવીવર્યની બજે,
પ્રભુની ઓથ પામીને ઘોષ એ વિશ્વને ભરે.
ગુલામો જાગતા ઘંટા ગાંધીની બાજતી સુણી,
'સેનાની થાવ !'-ગાંધીને એમની પ્રાર્થના ઊડી !

આત્મની પ્રેરણા સંતે શામીને કેમ ઠેલવી ?
કાચા આ કુંભ કાજે શું કરે એ આત્મ-ટેકડી ?
હસ્તમાં સત્યનો ઝંડો, અહિંસા નેત્રમાં ભરી,
વેદનાઓ કરોડોની-પાય સામર્થ્ય એ ભરી,
ફકીરી ને ફનાગીરી બખ્તરે દેહને સજી
સંત એ આર્ત્તને અંકે આત્મશક્તિ રહે ધરી !
સત્તાનાં વાદળાં ત્યાં તો શ્યામ ગર્જી તૂટી પડયાં !
ફાડીને કારમી દંષ્ટ્રા અંગારા વેરતાં રહ્યાં !
ઘેરે એ સંતને કાળી અંધારી છાંયમાં જહાં

લોકનાં પૂર વર્ષોથી દબાયેલાં મસ્ત ઉછળ્યાં !
બાળે છે જેમ તોફાનો પુરનાં, તેમ વાધતાં !
લોકનો પ્રાણ જાગે જ્યાં ભવ્ય તખ્તો ઢળી જતા !
આઝાદી યાચનારાંઓ દોખંડી બેડીઓ વર્યાં !

✠

ન્યાયને માગનારાંઓ લોખંડી એડીએ મર્યાં !
બાળી આ ધર્મણો ઘેલાં સત્તા ને લોકપ્રાણનાં
કમ્પે છે સંતનું હૈયું આંસુઓ નેણ સારતા !
"હજુ મોડું થયું છે ના"—સંતની નમ્ર યાચના
"જેનું જે હોય તે તેને-સાચી એ ન્યાય-ભાવના !"



"અમારા બાપ-દાદાનું મેળવ્યું શું ગુમાવવું ?
મહા સામ્રાજ્યનું સોનું મૂર્ખ થૈને લૂંટાવવું ?
"જેનું જે હોય ના તેણે તે બધું ત્યાગવું રહ્યુ"
તરંગી સ્વપ્નદ્રષ્ટાની ધૂનમાં શું ડૂલી જવું ?
આંધી તો લોકની ગાંડી હિસાકેરા ભૂગર્ભમાં !
હજુ છે હાથ લોખંડી અમારા, ના ભૂલી જતા !"
—મદીલી આંખ સત્તાની, ખુમારી ખૂબ કંઠમાં,
સંતની પ્રાર્થનાઓની ખુલી ને ક્રૂર વંચના !



વિશ્વ-માંગલ્યનાં કર્ત્તા ન્યાય ને સત્ય કાજે એ
યુગર્ષિ યજ્ઞ પ્રારંભે—તપશ્ચર્યામહીં ગરે !
પ્રભુ હે ! સંતની રક્ષા હવે તો હસ્ત તાહરે !
અમારાં પાપ ધોનારા સંતને તું ઉગારજે !

—હસિત હ. બુચ.

:—ઇ. સ. ૧૯૩૯ની રાજકોટ વેળા પૂ. બાપુજીએ કરેલા ઉપવાસના સ્મૃતિરૂપે આ કાવ્ય છે.

[ ૧૦૪ ]

# ઐક્ય-નિર્માતા

( રાગ : જનગણમન અધિનાયક જય હે )

જય મોહનની પુણ્ય જયંતી
જય જય ભારત મારા
જય હો, જય હો, જય હો,
....જય૦

ઉત્તર દક્ષિણ પૂર્વ પશ્ચિમ
દેશ વિદેશ વિખ્યાતા;
દુઃખ દારિદ્ર વિનાશક જય હો
ભારત ઐક્ય નિર્માતા........જય૦

સત્ય અહિંસા અત્રઃ પ્રચારક
કર્મ વિધાયક દાતા;
ખાદી ઉદ્યોગ સંસ્થાપક જય હો,
ચિર આઝાદી ધ્યાતા........જય૦

—સત્યાન્વેષક

(૧૦૫)

# મોહન વીર

પોરબંદરમાં જન્મ્યો હતો, અને પોઢયો જમના તીર,
એનું નામ મોહન છે, જેણે પવિત્ર કર્યાં નદી સમુદ્ર નીર,
અમર રહો મોહન વીર !

કરી હાંડી કિનારે કૂચ, મુઠી મીઠું હાથથી લીધું ત્યાંય,
અંગ્રેજોના અત્યાચાર દેખીને, મન ન માન્યુ મ્હાંય,
અમર રહો મોહન વીર !

સુખ સગવડમાં ઉછર્યો, લીધી ફકીરી હાય
દુઃખીયોનો બેલી થયો, સુખીયાને નહિ સહાય,
અમર રહો મોહન વીર !

એ ન જાણતો હોય તો જાણજે; એ પોરબંદરી વીર,
એનું નામ મોહન છે, જેણે દેશને અર્પ્યાં ચીર,
અમર રહો મોહન વીર !

સને ૧૯૪૨ ની લડતમાં, 'દેસાઈ' ને 'બા' રહ્યાં જેલ મ્હાંય,
એક સાથે બન્ને પોઢયા, આગાખાન મહેલ માંય
અમર રહો મોહન વીર !

સર્વે કહે છે સાબરમતી સંત એ, હિંદનો મહંત એ,
હરિજનનો ઉદ્ધારક એ, સર્વેનો વિહારક એ,
અમર રહો મોહન વીર !

—શ્રી. હાસ્યરશ્મિ

( ૧૦૬ )

# વિજય પ્રસ્થાન

એણે કીધું વિજય પ્રસ્થાન;
એ તો ચાલ્યો બેસી વિમાન. એણે૦
નવભારતનો ઇતિહાસ ઘડ્યો કે. આપી નવસંદેશ
ભ્રાન્તી-બંધન એણે છોડાવ્યાં, સ્વતંત્ર કીધો દેશ.
જેણે કીધાં પ્રજા કલ્યાણ : એણે૦

ધર્મ ધ્વજ ફરકાવી કેવી, ભૂલાવવા સૌ, ભેદ,
રોમ રોમમાં રમતાં જેના, માનવતાના વેદ.
જેણે દીધી અમુલખ લ્હાણ: એણે૦

જેની જોડી જડે ના ક્યાંયે, જગત તણે ઇતિહાસ:
સ્વર્ગારોહણ થાતાં જેનું, કરૂણા વ્યાપી ચોપાસ.
જેનાં દુનિયા ગાતી ગાન. એણે૦

ઝગમગ ઝગતી સેવાજ્યોતિ, એનાં તેજ અપાર
સંતપુરુષના જીવનમાંથી, શીખીએ સૌએ સાર.
જેણે પાયા અમૃતપાન: એણે૦

દીધી સંકેલી જીવનલીલા, પૂર્ણ કરી નિજ કાજ;
પ્રજા સ્મરે એ પુણ્યપુરુષ એ, આપ્યું જેણે સ્વરાજ.
તેને વિશ્વે દીધાં સન્માન: એણે૦

- કુમાર-ભાઈ પી. શાહ

(૧૦૭)

# ગયા બાપુ

મોટા ઘરનો મોભ તૂટયો આ ? કે વહાણનો કૂવા-થંભ !
ફાટયો પ્હાડનો પ્હાડ હિમાલય ? કે આ કો ઘોર ભુ-કંપ ?
બની ભોમ ગાંધી વિનાની !
તૂટી હાય ! હાંડી ધગની !

સાગર આખો ઘોર ખેડીને નાથ્યા ઝંઝાવાત,
હાથવેંત જ્યાં આવ્યો કિનારો ત્યાં આ શો રે આઘાત !
ખરાબે લાવી પછાડી
મૃત્યુ, તેં નાવ અમારી !

ગયા બાપુ ! ઋત ગયું શું ? ગયા પ્રેમ ને ત્યાગ !
ગયા ગાંધી ! સત્ય ગયું શું ? ગયા શીલ-સોહાગ !
મનુકુળભાણ ભૂંસાયો ?
ધરાનો પ્રાણ હણાયો ?

મૃત્યુ, આજ હા ! જીતી ગયું તું, સભર તારો અંક !
અમ પ્રતિ તું જુવે હવે શે ? આજ અમે સૌ રંક !
નોધારાંને ગોદ કો લેશે ?
બાપુ વિના હૂંફ કો દેશે !

—શ્રી. સ્નેહરશ્મિ

(૧૦૮)

# નાવનો સુકાની

નહોતાં જાણ્યાં રે બાપુ! તારાં આવાં પ્રયાણ
ઓ રે ભારતનાં પ્રાણ!
મધદરિયે નાવ થંભી, છોડી ચાલ્યો સુકાન—
ઓ રે ભારતનાં પ્રાણ!

લાખો નયનોની આશ, કોટિ ઉરનો ઉજાસ,
બુઝાયો દીપ, આજે નીરખું હૈયાં હતાશ,
થંભી અવની આઘાતે, ઝંખવું. આસમાન—ઓ રે૦

તારી હાકેથી બાપુ! હિમ્પાળો રોળિયા મેં
ડોલ્યા રે જુલ્મીઓના તાજ,
સતની સમશેર વીંઝી ચાલ્યો તું સંત! તારો
આલમમાં ગાજિયો અવાજ—ઓ રે૦
તારાં તપથી અહીં જાગ્યાં મોંઘેરાં મુક્તિગાન—ઓ રે૦

પ્રલયના પૂર સામે ઊભો તું પાળ બાંધી,
દુનિયા થઇ દંગ બાપુ! ઊભો રોકીને આંધી
તારા આતમના તેજે થંભાવ્યાં તેં તુફાન—ઓ રે૦

ચાલ્યો રે તપસી કરીને કાયાનાં પિંજર ખાલી
ઓ રે ઓ રે એની કાયાનાં પિંજર ખાલી,
છેલ્લી આહુતિ થઇને હંસ મારો જાય હાલી.
શાં શાં સ્વપ્નો અધૂરાં મેલી કીધાં પ્રયાણ—ઓ રે૦

વિશ્વના તાત! સજાવે ગાંધીને ગોદ લેજો,
જાણી ના જિંદગીમાં એણે તે શાંતિ દેજો.
આવે છે તારી પાસે ધરતીનો તારણહાર,
આવે છે રાષ્ટ્રની સ્વાધીનતાનો સરજનહાર,
સૃષ્ટિ સરજીને તે ના દીઠાં આવાં બલિદાન—ઓ રે૦
મઝધરિયે નાવ થંભી, છોડી ચાલ્યો સુકાન—ઓ રે૦

—નાથાલાલ દવે

શરમ શરમ રે વિશ્વ! વ્યોમ વાદળની નીચે
તું ઊભું રહ્યું મૂલહીન—જીવન અમૃત નવ સીંચે
એક મૃતાત્માના તન ઉપર, જે હતો જગનો તારો!
અબ અંધકારમાં અથડાતા આદમને નથી સહારો.

શરમ શરમ રે સૃષ્ટિ! તાહરા નિયમો બૂરા,
જીવ જીવને હણે, કરે કહી ક્ષણમાં પૂરા;
રે ઘરઘર કંઇ અપવાદ દે નહિ સહુને મરવા,
કંઇ સંજીવની સરજાવ મૃત્યુથી કહી ઊગરવા.

શરમ શરમ જગલોક! આજ સહુ અસ્ત્ર સારો,
તુજ બુદ્ધિ—સર્જ્યાં શસ્ત્ર: તીર, બંદૂક, કટારો;
જે થકી શત્રુ ને મિત્ર સ્વાર્થ લડતાં પરવાર્યાં,
રે મહાત્મન હણતાં પાપી હાથ નવ હાર્યા!

શરમ શરમ ભૂમિ ભારતખંડ! તુજ નામ લજાયું,
તુજ મુક્તિતણા કંઇ પ્રથમ પૃષ્ટ પર કલંક છાયું;
કંઇ સહસ સાલ સુધી ય સંત એવા નવ લાધે,
જે જગત પ્રેમને એક તાંતણે બાંધે.

શરમ શરમ હિમગિરિ! હિમાચલ નામ શે રાખ્યું?
તેં પ્રલયકાળથી પ્રથમ જરી ના ભવિષ્ય ભાખ્યું?
ક્યાંથી લાખે તું અસુર શિવ—સંહારક કેરો!
રે ઊંચો વધ્યો અનર્થ, આવતો યમ નવ ઘેર્યો!

શરમ શરમ જમુનાજી! પતિત પાવન કરનારી;
તું બાલપ્રભુ લઈ જતા વસુને પથ ધરનારી;
રે ધિક્ ધિક્ તુજને આજ કૃષ્ણ સમ 'મોહન'આવ્યો
તુજ તટ પર, યમને જતાં જરી નવ ડાર્યો!

શરમ શરમ મહારાષ્ટ્ર! સરજિયા જ્યાંહી શિવાજી,
ત્યહીં ભૂત ભયાનક ભયો બગાડી ભારત બાજી!
રે શૂરવીરતા નવ સૂઝી ભોમનું રક્ષણ કરવા!
ધિક્ પ્રગટી પશુતા રાષ્ટ્રપિતાનું ભક્ષણ કરવા!

શરમ શરમ હે ધરમ હિંદુ! પાતક તેં જ્હોયું!
સુજન જુના તુજ સંસ્કૃતિ-તરુ પર વિષફળ મ્હોર્યું;
તુંજ વેદ,પુરાણને કર્મ,ન્યાય,નીતિ–ક્યમ વિસરાયાં!
રે ભ્રષ્ટ! મહાત્મન હણ્યો, જાણુ બીજ-પતન વવાય!

શરમ શરમ ધિક્ કલમ! મરણની કથા ચીતરતી,
તુજ રેખરેખ નિત રહો હૃદયની વ્યથા નિતરતી;
રે તાત આજ મુજ ગયો. માત ભારત રહી રોઈ,
અમ અપંગ સહુ સંતાન; સહારો અબ નવ કોઈ!

—ગોપાલન.

(૧૧૦)

# સર્જકનું આંસુ.

( ઉપજાતિ )

એ તો કની..........................
સંસ્કાર ને સંસ્કૃતિ સત્ત્વહીન,
ચૈતન્ય આનંદ દયા વિહીન,
અશુદ્ધિ ને માનવ તત્ત્વ હીન,
અનિષ્ટ પાપે, દુઃખ ભૂખ રોગે
વળી અનાચાર અનીતિ કર્મે
કુસંપને ભેદ ભરેલ ધર્મે
અકલ્પ્ય આવું જડતા ભરેલું
જ્યાં સર્જકે સર્જન વિશ્વ કેરું—
નિહાળ્યું ; ત્યાં તો નિજ ચક્ષુમાંથી
ખરી પડ્યું એક અમૂલ્ય અશ્રુ
જે ગાંધી રૂપે પ્રગટ્યું જગે આ
ઉદ્ધારવા માનવ પામરાંને !

—કુમુદચંદ્ર મહેતા.

(૧૧૧)

# જુઓ, તેજનો ભવ્ય અવતાર આવ્યો,

નિરાશાના અન્ધારની પાર આવ્યો :
જુઓ, તેજનો ભવ્ય અવતાર આવ્યો !

✠

યુગોના અરત યત્નથી ઊભું થાતું
જીવન ભવ્ય ઇન્સાનિયતને ચણાતું
અધૂરું હતું...........ત્યાં નિહાળીને એને
અચિંત્યું ધુણીને રસાતાળ જાતું,
ઇમારતનો થઈને એ આધાર આવ્યો :
જુઓ તેજનો ભવ્ય અવતાર આવ્યો !

✠

હજારો વરસની શહીદીના ચાળા
જુઓ, પાડતા છાયે આગે ધુમાડા :
ભીમાડા જલાવન્તી ઇન્સાનિયતના
ભભૂકી ઊઠી ઘોર હિંસાની જ્વાળા !
એ વચ્ચે બનીને સુધા — ધાર આવ્યો :
જુઓ તેજનો ભવ્ય અવતાર આવ્યો !

✠

પળે પળ નવાં પાપ દેવાં ફૂટે છે !
(હે) મહા આસ્તિકોની ય શ્રદ્ધા ખૂટે છે !
અસુરોનાં તીરો ખુદ ખુદાનેજ નાથેજ !
ખુદાનીજ છાતી ચીરતાંજ ફૂટે છે.

એ છાતીની થઈને મહાઢાલ ચાલ્યો !
જુઓ, તેજનો ભવ્ય અવતાર ચાલ્યો !

✠

ધૂંધવતા પ્રલય પાપસાગરને નીરે
ડૂબે નાવ માનવ્યનું, આવી તીરે !
મનુજ-ચરનની ઘોર નાદારી આલું
કરૂણ કોણી કેરી લકીરે, લકીરે

એ કીરતીનો થઈને કરણધાર ચાલ્યો :
જુઓ, તેજનો ભવ્ય અવતાર ચાલ્યો !

✠

ઉરે લહેરતી દિવ્ય આત્માની જ્યોતે
સજાયો થવા સૃષ્ટિ શણગાર પોતે
એ ઇનસાન ભૂલી નિજશાન આજે
વહ્યો આત્મ હત્યાને અંધારે સ્રોતે !

તણાતાની થઈ પુણ્યની પાળ ચાલ્યો ;
જુઓ, તેજનો ભવ્ય અવતાર ચાલ્યો !

✠

હજારો ફણાઓ થકી ઝેર વમતો
જીવન કેરી જમનામાં મૃત્યુ શો ભમતો
નથાયો હતો. કૈંક... તે વિફરીને
ફરી આદરે આજ સંહાર રમતો !

એ કાલિયનો કરવા ઉપચાર ચાલ્યો :
જુઓ, તેજનો ભવ્ય અવતાર ચાલ્યો !

—કરસનદાસ માણેક.

(૧૧૨)

# સત્યનો સુકાની.

બાપુ, તું છે આધાર અમ તણો એ વિચારે.
છોડી ગયો તું અમને ભર દરીયે અરેરે.
થયો સુકાની સત્યનાવનો, એ કેમ વિસરે,
ત્યાં બાપુ તું પરલોક પંથે સિધાવ્યો રે.
તારાં દર્શને હિંદજન સૌ મુગ્ધ બને,
અતિ પ્રેમ તું અમ અંતર ઉપર આવરે.
અંબરમાં જ્યાં લગી રવિ, શશિ પ્રકાશે,
ત્યાં સુધી સંતો આ જગમાં અમર બનશે.
તેં જ્ઞાનના તેજથી નવ પ્રાણ પૂર્યાં આઝાદીમાં,
દિવ્ય લોકમાં ગયો તું, અમરતા મેળવી જગમાં.
હિંદ બધું ગુલામ હતું, આઝાદ તુજથી બન્યું,
દિવ્ય અંજલિ અર્પી તને, ઋણ મુક્ત બન્યું.

૨૬-૧૨-૪૮ —છગનજી ઠાકર.

(૧૧૩)

# થશે ક્યાં મોહનને મળવાનું.

કહો પ્રભુજી હવે થશે ક્યાં મોહનને મળવાનું,
કયા કુરાન-પુરાણ તણાં ક્યાં સાથે સાંભળવાનું.—ટેક.

બાપુ તણે ઝુંપડલે રમતા સહુ જાણે નથી છાનું,
રામ અને રહીમાનને સાથે જડશે ક્યાં જોવાનું—૧

નાવ કિનારે પહોંચી ડૂબ્યું, બન્ને લોક તરવાનું,
અદ્રશ્યને આધીન જગતએ, પાઠ ચિત્તે પઢવાનું.—૨

સર્પંણિ પેઠે છોરૂ ભરખ્યાં, જતુની નથી જરવાનું,
બાકી રહ્યું'તું માતા તારૂં શું ખપ્પર હજી ભરવાનું.—૩

સતપુત્રનાં રૂધીર ઝીલ્યાં તેં, ભાગ્ય નથી ફરવાનું,
હત્યાઓને રોકણહારૂં, ખોયું કયાં નિરખવાનું.—૪

રામકૃષ્ણના ઓઠાં આપી સૌ કહેશે વિસરી જવાનું,
શબ્દ ભલે સ્થિને ઠારે પણ દિલ નથી ઠરવાનું—૫

'ફાગ' કહે જવાહરને કે'જો, દેશ નથી રડવાનું,
ગાંધીજીનું વ્હાલું વ્રત એ, આપણે આચરવાનું.—૬

—ભક્ત કવિ ફુલા ફાગ.

(૧૧૪)

# વિશ્વનો મનુષ્ય

તેજ નથી ચન્દ્રનું તુજ તેજ સમાણું,
આભ થકી પહોળું હૃદય જેહ પ્રમાણું;
સૂર્ય તણાં કિરણ એક વાત કબૂલે,
જ્યાંય જવાનું થયું તુજ ત્યાંય વહાણું,
હેત તણાં હોજ સમ આંખ તહારી,
સુલ્હ તણા ધામને હું શુંય વખાણું?
તેહના ઉપવાસમાં અનેક મઝા છે,
જેહ હાથમાં રહ્યું ઉમંગ અથાણું;
તાહરા પડેલ બોલ કોણ ન ઝીલે?
નામ જેનું વિશ્વમાં છે આમ લહાણું;
પાંસળી તહારી અહિંસાનુ પારણું,
ગાય હાંશ ભેર હિંસા બાલ—તરાણું,
જાત જાતના અનેક કેર વધાવ્યા,
ના કર્યું પસંદ લેશ ભાર જુદાણું;
સંતના ચરિત્રને 'પતીલ' શું કવે?
જેહ તણી જિન્દગી છે એક ઉખાણું.

તા. ૨૬-૧૨-૪૮ —'પતીલ'

(૧૧૫)

# અવિશ્રાંત આત્મા.

કોટિ યુગોનો અવિશ્રાંત આત્મા
ભૂમિ તણો ભાર સ્વયં વહંતા
નમી નમી નીર નવાણમાં ભરે
સૂકી ધરામાં રસ મિષ્ટ પાંગરે.
પૌરાણની પ્રાણ પરાગ પાવડી
પ્હેરી ઉડયો તું નભને હિમાચલ;
અમે બધી વામનટોળી કેવડી!
ગંગા ઉતારી
ભીંજી રહ્યો તું અમને સુમંગલ;
મૂંગી અમારી ઉરની વીણાઓ

બજી રહે અસ્થૂલ સ્પર્શ તારે,
શુચિત્વ સૌંદર્ય તણી અચ્છાઓ
રેલી રહે સૌમ્ય સહસ્ર ધારે.
વિનમ્ર તારી તપથી રસશ્રી
ત્રિકાળ વીત્યે તદપિ ન ખૂટશે;
માનવ્ય સેવા અનુલેપ તારી
તમિસ્રમાં પાવક દીપ પેટશે.

સમસ્ત દેશે
ઠરી ગયા દીપક સર્વ જ્યારે,
તારો જલે પ્રોજ્જ્વલ દીપ ત્યારે;

ભાંગી ગયાં સર્વ જહાજ જ્યારે,
મારી હલેસાં તું ધપે કિનારે.
જ્યારે બધા મ્લાનમુખે ઢળી પડ્યા,
તું એકલો ચેતનનો પ્રવાસી
દિગંતરોના મધુ મર્મ ગુંજતાં,
ઉડાડી મૂકે સહુની ઉદાસી.
ફરી ફરી એ જ પ્રસુપ્ત શાંતિમાં
મૂર્છા ખાઈ પડી ગયું બધું સૃષ્ટિનું લોક જ્યારે.
તારો તો ચાલતો શો અવિરતગતિથી
રેંટિયો રોજ ત્યારે.

—મોહિનીચંદ્ર.

(૧૯૬)

# કાવ્યાંજલિ.

(મંદાક્રાન્તા)

........................................................ !
........... . ... ........ .................. !!

સ્વર્ગથી કે શુભ વહવવા નૂર ચાલી ગયું શું ?
છોડી કાયા અમર બનવા આત્મ તેજે ભળ્યા શું ?
સાચા હિંદી રહી અહિંસાના રહ્યા વ્રત ધારી,
માનવતાને દ્રઢ દિલધરી કીર્તિ વિશ્વે વધારી.
દિલ્હી કેરી જન નૃપસભા ગૌરવેથી ગજાવી,
દાખી બુદ્ધિ ઘડતર ઘડયું હિંદનું શ્રેષ્ઠ ભાવી
ગંગા કેરા ઝરણ સરખી વાણી કેરા પ્રભાવે,
આઝાદી લઈ નિપુણ નિવડ્યાં કાયદા સિદ્ધ હાવે.
જીવ્યા સાચુ જીવન જગમાં ને મર્યા ધીરતાથી,
યાત્રા કીધી સફળ જગમાં જન્મી ને વીરતાથી.
વિશ્વે એવા ઘર ઘર હજો ગાંધી બાપુ સમા, ને,
જ્ઞાને, માને સદ્ગુણ ભર્યા સોહજો વિશ્વ સ્થાને.
પુણ્યાત્માનુ સ્મ ણ કરશું પુણ્ય ભાવે બધાયે
આત્મા ભાવે અમર સ્મરણો ગાંધી બાપુ સદાયે.

—અરવિંદ દિનાન.

( ૧૧૭ )

# એ ભવ્ય મૃત્યુંજય.

ભારતનો એ અનન્ય જ સારથિ કાળબળે અટવાઇ ગયો,
શાંત ગંભીર ક્ષમાશીલ ભાવથી આત્મવિલીપન સાધી ગયો ;
એ ભારતનો શિરતાજ ગયો–૧

ભાણુ શમ્યો અંધકાર થયો, મહા દુર્ગ તૂટયો ગભરાટ છૂટયો,
એક વિરાટ મહીં રમતો નિજ જીવનકર્મ સમેટી ગયો ;
એ ચિત્ર કરુણ ઉતારી ગયો–૨

વિશ્વ સમસ્ત આ માનવી લોકમાં એકજ માનવ જીવી ગયો,
માનવતા પ્રેમી માનવીની મહીં માનવતાનું પ્રતીક હતો ;
એ ભારતનો સૂત્રધાર ગયો–૩

શૌર્ય રેલાવતો, પૃથ્વી ધ્રૂજાવતો, આશ ભરેલ જુવાન ગયો,
મૌકિતક ચાર ચરંત એ હંસજ, નિમિષ માત્રમાં ઉડી ગયો ;
એ દિવ્ય સનાતન ભોમ ગયો–૪

વિશ્વ સમસ્ત પ્રયોગવીરો મહીં સત્ય પ્રયોગી એ એક હતો,
જીવન યુદ્ધ તુમુલ એ વ્યાપતા આત્મબળે ઝૂઝનાર હતો ;
એ એક સેનાની પ્રચંડ ગયો–૫

ભારતની વિધવિધ એ કોમમાં ઐકય કરી સમ એક હતો,
આજ એ વિફર્યા કાળબળો થકી કાળપટે જ ખોવાઈ ગયો ;
એ યુગપુરુષ સમાઇ ગયો–૬

સત્ય, અહિંસા ને પ્રેમ ત્રિગુણ એ જીવનમંત્ર બનાવી ગયો,
વિશ્વને સંદેશ એજ સુમંત્રનો ઉન્નત રાહ એ ચીંધી ગયો ;
એ માનવધર્મ પ્રબોધી ગયો–૭

સત્ય સમત્વ સેવા સમ સુંદર સુવ્રતના શુભ સ્વાંગ સજી,
વિશ્વતણા એ પ્રચુર જડત્વને છેદવા ચેતનવંત ધસ્યો ;
રે, હાય ! ન એ જીરવાઈ શક્યો–૮

રાષ્ટ્રતણા કપરા સહુ કાળમાં માત્ર એ એક સમર્થ હતો,
લોકગતિ જયમ એ ગતિ ધારતો સર્વ પ્રતિ એ સજાગ રહ્યો ;
એ રાષ્ટ્રપિતા પરિત્યાગી ગયો–૯

સંયમ બદ્ધ એ માનવી દેવના સાધન પવિત્ર હતા,
જીરવતા નવ આવડે 'લોકને કૈંક જનો પથભ્રષ્ટ થયા ;
એ 'બાપુ' ન તોય જરીક ડગ્યા–૧૦

'શોષિત સાથ ઉદાર બની રહો દૈહિક દંડ વૃથા સમજો,
આત્મિક જ્ઞાન નીતિ અપનાવજો દોષ નિવારણ એમ કરો ;
' એ ભવ્ય મૃત્યુંજય ભાખી ગયો–૧૧

સંસારની ફુલવાડી મહીં એક દિવ્ય અનુપમ ફુલ થયો,
પ્રેમ રસે છલકંત સુવાસ એ રામ સુરાજ્ય ગુંજારી ગયો ;
એ બાગતણો રખવાળ ગયો–૧૨

જીવન નમ્ર સુશીલ સુભાષિત શાંતિ પ્રવર્તક એક હતો,
મૌન પ્રતિ અતિ રાગ બતાવતો અંતિમ મૌન મહીં વિરમ્યો ;
એ વૈષ્ણવ પંથ ઉજાળી ગયો–૧૩

ઉજ્જવલ એ મમ ભાવિ વિકાસમાં ઉન્નત તું પ્રવર્તક હો,
આજ રહ્યા વીણવા તું, વિરાટના ફુલ અનેક જે વેરી ગયો ;
એ પંથ અનેક બતાવી ગયો-૧૪

ઓ જગતાત ! એ પુણ્ય પિતામહ ! છો જમલોક વદે 'એ ગયો',
न हन्ते हन्यमाने शरीरे એ સુત્ર સનાતન ગુંજી રહો—
ભગ્ન દિલે સ્મરવો એ વિરાટને પ્રેરક એ મહાકાવ્ય સમો,
આજ અખંડ અપૂર્વ અનાદિ એ આતમને શુભ શાંતિ મળો-૧૫

—બાળકૃષ્ણ ઈ. જોષી.

(૧૯૮)

# એવો કોણ ?

છાતી ફાટ રુદન કરતી મૂકી કોને ભારત માને ?
ડુસકાં ભરતાં ક્રોડ બંધુના દીલડાં ભાંગ્યા કોણે ?
એવો કોણ અભાગી જાગ્યો,
જેને પાપે દેશ ખજાનો ખૂટ્યો ? !

સુકલકડી એ શરીરવાળો મુઠી હાડની કાયા;
દુશ્મન કુટુંબ કરતાં એના મનમાં લાગે માયા !
જાગ્યો એવો કો હત્યારો ?
એવા સુખની ઇર્ષા કરનારો !

સંત લુંટાયો દુનિયાભરનો કોણ લુટારો જાગ્યો ?
કોઈ કોઈનો દુશ્મન નોતો, સમદ્રષ્ટિથી જીવ્યો !

એવો કોણ લુટારો જાગ્યો ?
જેણે દુઃખનો ડુંગર ખડક્યો !!!

સત્ય-અહિંસાની દોલત જેણે દેશને ચરણે અરપી,
આલમ ભરમાં ભારતમાની કીધી જેણે કીર્તિ.

એવો કોણ ધૂતારો જાગ્યો ?
જેણે ધન-મોહનને લૂંટ્યો !!!

આલમ આખું કુટુંબ એનું માનવતાનો મહાપૂજારી,
હિન્દુ મુસ્લિમ, હરિજન, ક્રિશ્ચન સમાન દૃષ્ટિધારી

એવી કઇ આંખલડી જાગી ?
જેણે ખોટી આળ ચઢાવી !!!

કોઇ કાળ બાઘડીએ ! વિશ્વદીપ બુઝાય !!
તોપણ આખું ભારતમાંના જુગજુગસુધી ભૂલાય !!!

એવો કોણ અભાગી હોય ?
રાષ્ટ્ર પિતાને ભૂલી જાય ? !

નાજ્યોતિર્મંર, સ્વયં જ્યોતી તું, વિશ્વે કર્યો પ્રકાશ,
એજ પ્રકાશે પાર ઉતરશું, એવી સહુની આશ !

વંદે કોટ મસ્તક તુજને
અભિનંદે કોટ હૈયાં તુજને.

ઇન્દુકુમાર જોષી

(૧૧૯)

## હરિનો હંસલો.

કોણે રે દૂભ્યો ને કોણે વીંધિયો?
કલંકીએ કોણે કીધા ઘા?
કોણ રે અપરાધી માનવજાતનો
જેને સૂઝી અવળી મત આ?
રુધિરે રંગાયો હરિનો હંસલો!
પાંખ રે ઢાળીને હંસો પોઢિયો
ધોળો ધોળો ધરણીને અંક;
કરુણાઆંજી રે એની આંખડી
રામની રટણા છે એને કંઠ.
રુધિરે રંગાયો હરિનો હંસલો!
હિમાળે સરવર શીળાં લહેરતાં
ત્યાંનો રે રહેવાસી આ તો હંસ;
આવી રે ચડેલો જગને ખાબડે
જાળવી જાણ્યો ના આપણ રંક!
રુધિરે રંગાયો હરિનો હંસલો!
સાંકડાં ખોદો રે અંતરખાબડાં,
રચો રે સરવર રુડાં સાફ;
અમરોનો અતિથિ આવે હંસલો,
આપણી વચાળે પૂરે વાસ.
રુધિરે રંગાયો હરિનો હંસલો!

—બાલમુકુન્દ દવે.

(१२०)

# तें तो मरणु ने मंगल कीधां.

होजी तें तो हसी हसी हळाहळ पीधां.
घुटे घुटे गरल तुं पीए ने, पलपले
अमल चढे मरजीवा ;
प्रलयनां अंधारां घेरे ने झळहळे
झगटता प्राणुना दिवा.
होजी तें तो अलय अनर्गळ दीधां.
होजी तें तो हः

कायाऐ कर्मनी करवत मेलावीने,
कंटक पथारीऐ पोढे ;
मनथी, मानवतानी गंगा रेलावीने,
अगनिनो अंचळो ओढे.
होजी तें तो अणुऐ अखिल भरी लीधां
होजी तें तो हस०

घट घट गोती नें ज्योतिने, विषने ते
व्हालनां अमरत गरवां;
निजनां तें जीत्यां जीवीने, ने हैयां ने
भरीने परायांनां वरवा.
होजी तें तो मरणुने मंगल कीधां
होजी तें तो हसी०

—पिनाकिन ठाकोर.

( ૧૨૧ )

# કરૂણતાનું ગાન.

આ મન કરૂણતાનું ગાન, ગા મન કરૂણતાનું ગાન !
સત્ય-પ્રેમના પયગમ્બરનું આજ થયું અવસાન.
અમર સંતના એ અવસાને સૌનું હૈયું રોયું,
ચાલીસ કોટિ કંગાળોએ અણમોલું ધન ખોયું,
આ મન............

પ્રભુ અમારા ભાગ્ય તણી શું તુજને ઈર્ષા આવી !
અમર સંતને મરતલોકથી તેં લીધા બોલાવી !
—એ ચાલ્યા ને મરતલોકમાં ઘેરાં તિમિર છવાયાં –
જાણે કે સૌ ઈન્સાનોનાં આતમ તેજ વિલાયાં.
ગા મન............

કૈંક સદીઓ બાદ જગતમાં પયગમ્બર એક આવ્યા,
સત્ય-અહિંસા, માનવતાનો સંદેશો એ લાવ્યા.
અંધારા જગમાંહે જાણે સૂરજ એક પ્રકાશ્યો,
આલમનું દુર્ભાગ્ય બન્યો તું ઓ રે ઓ હત્યારા,
અધેં રસ્તે છોડી સૌને ચાલ્યા સૌના પ્યારા.
આ મન............

એના જીવતાં ભક્તોએ સૌ જન્મ-જયંતિ ઉજવી,
આજ-ધરાને ઉપનાદોથી એ [illegible], દીધાં ગજવી.
આદર્શોની વાત કરી પણ ના ઉતરી વર્તનમાં,
કેવળ દંભ રચ્યો'તો ગાઢ પુલંદ એ અર્જનમાં.

વેર-ઝેરને કાયમ રાખી બાપુજીને ખોયા,
લાખ લાખ હતભાગી લોચન એની યાદ રોયાં.
ગા મન............

એક પાગલે ભારતના હૈયા પર ગોળી છોડી,
ચાલીસ ક્રોડ તણી આશાઓ એણે ધૂળમાં રોળી.
મુસ્લિમ-હાથે હુસેન, ખ્રિસ્તી-હાથે ઈશુ મરાયા,
હિન્દુ-હાથે કૃષ્ણ, એમ એ બાપુ ય હણાયા.
નરોત્તમોનો નાશ કરીને એની પાછળ રૂએ!
યુગો પછી પણ દીસે છે દુનિયા એની એ!
ગા મન............

યુદ્ધ અને હિંસાના નાદે જેને આલમ ગાજે,
માનવતાને ગજાવનારા સંત નથી તે આજે,
વેર-ઝેર વિદ્વેશ તણુ એ આવી રહી છે આંધી,
આતમ-તેજે પ્રકાશ દેતા આજ નથી તે ગાંધી.
જન્મ નથી લેતાં પયગમ્બર જગમાં વારે વારે,
હતભાગી જગ ઘેરાયેલું રહેશે ઘન અંધારે?
ગા મન............

—રતિલાલ 'અનિલ'

(૧૨૨)

# બાપુજીના મૃત્યુ ટાણે.....!

શિખરિણી

હજારોની આંખે જલ નિતરતા આભ રડતું
અહીં સંધ્યામાંહે રુધિરમય રંગો ટપકતાં
નભે તેજસ્વન્તા ઉડુગણ બધાં મ્લાન બનતાં
અહીં તેજે આવી શશિય શરમાતો ગગનમાં.

રડી રહેતી–આજે નભ ગગનગંગા, વિલપતા.
બધા તારા, વ્યોમે સ્થિર ધ્રુવ તણાં તેજ હલતાં
અને ધીમે પેલી દિશ દિશમહીં ક્રંદન ભરી
વહે વાયુ લ્હેરો, ધરતી પટમાંહે સળગતી.

મંદાક્રાન્તા

મીંચાયાતા મધુર નયનો બાપુના પ્રેમઘેરાં
એની આંખે મધુરવ ભર્યાં માર્દવનાઝરાઓ
વ્હેતાં'તાને હૃદયપણુયે, કે દયાને ઉછાળે
જાણે એનું છલબલી રહ્યું વિશ્વની તેજહારે.
જ્યાં મિંચાયા મધુર નમણાં નેન બાપુતણાં એ
જાણે આખા ધરતીપટમાં કંપ એકાદ લાગ્યો

ભૂલ્યાહો કે પ્રકૃતિ પણ આ મ્લાન ગ્લાનિથી ગાતી
આજે વિશ્વે પ્રણયભર આ જ્યોત કો ઝંખવાતી.

શાલિની

કિન્તુ એણે જ્યોત જે માનવીના
હૈયે મૂકી કેમ એ તો વિલાશે?
હૈયે હૈયે તેજના ગાન ગાશે
બાપુજીની રમ્ય આજે સ્મૃતિઓ.

અનુષ્ટુપ

વિલાતાં એમના તેજ, કિન્તુ આ વ્યક્તિ વ્યક્તિમાં
એમના પસરે તેજ મધુરાં શાંત પ્રેમના

—હરીન્દ્ર દવે

(૧૨૩)

# રાષ્ટ્રપિતાને અંજલી

ભારતની ભૂમિ તણા ગાંધી એક જ પ્રાણ,
આજ નિધન થાતાં સહુ વિશ્વ બન્યું નિષ્પ્રાણ.
ભારત તારણહાર ગાંધીજી ધ્રુવ તારલા!
આજ કર્યાં પરિયાણું માનસ સરના હંસલા!
કરશું કે મરશું તણા શાહ પરે આ અંત!
ન્યોચ્છાવર થઈ મોહને જીવન લાવ્યાં અંત!
સો ઉપર પચીસ તણી જીવન કેરી વાટ,
મેલી દીધી મોહને મેલી જગતની વાટ.
માન્ય અને સામાન્યના સર્વ તણા આરામ!
ગાંધી પરહરતા પ્રભો! સર્વ ગયું હે રામ!'
આંસુની સરિતા વહે લાખ પ્રયત્નો થાય,
કોટિક મરજીવા ચહે મોહન મળે ન ક્યાંય.
શાંતિ ને ક્રાંતિ તણા એક જ રસ્તા જાણ,
સત્ય અહિંસા ને દયા મોહનને મન પ્રાણ.
બંદૂકો તલ્વાર સૌ કતલ તણો છે સાથ,
શાંત અહિંસક યુદ્ધમાં હુતાત્મ કેરી વાત.
જીસસ ને સિદ્ધાર્થ ને તીર્થંકરના દેવ!
પયગંબર પરકાશતો મોહનકું ગાંધી દેવ!
ધન્ય જીવન બાપુ તણું ધન્ય ભારતની ભોમ!
જુગજુગ જીવશે બાપુજી જગમગ જલશે વ્યોમ!

—ભાનુ જ શાહ.

(૧૨૪)

# બાપુને.

ભાનૂ ડુબ્યો પશ્ચીમને આરે,
સુરજનાં કીરણ વળતાં જ્યારે,
અંધકારના ઓળા આવે આવે,
જનગણ વિસરે હવારે હવારે,

શંકીત હેયું ! શોચે શાને !
ઉષા આવે ફરીજ કાલે ?—(૧)

બાપુ રડના બીરલા હવારે,
ચંદેલી જીવન માયા જ્યારે.
તુફાન અળવાના ભણકારા વાગે
જનગણ દોડે બાપુ અંતરકાજે.

શંકીત હૈયા ! પુછેજ શાને ?
ગયાજ બાપુ નક્કીજ આજે !—(૨)

પુરા થયા નવ નવ અવતાર,
હશે નકલંક બાપુ આમા,
પુરો થયો અવતાર આઝાદી આવી
આવ્યા ફરિને હવાર નિરાશાભ્યાપ

નિરાશ ભારત ! રોતું શાને ?
અ બુ ઙ્ અ જ પુ ક ર જે.—(

આઝાદી આપી સંતે અમને
બંદુકની ગોળી આપી તમને.
પ્રેમ અહિંસા સત્ય દીધું અમને
ક્રોધ હીંસા અસત્ય દીધું તમને.
ઉપકારી બાપુ ! માફ તું કરજે !
અપકારી હિંદ ! હવેતો તું શીખજે ! (૪)

દુઃખી હિંદ તવ મૃત્યુ માટે,
દુઃખી વિશ્વ તવ મૃત્યુ માટે.
વિશ્વ યુદ્ધના ભણકારા વાગે,
કોણ કોને કહેશે શાંતીકાજે ?
શાંતીના દુત ! હૈયુ ભડકે બળતું !
દ્રષ્ટા બાપુ ! વિશ્વ યુધ્ધે ચડતું !—(૫)

ઉષા તો ઉગશે ફરીને કાલે,
બાપુનાં દર્શન નવ કદી કો કાળે.
હજાર વર્ષે આવો માનવ આવે
પરમાર્થ આપી જાતો જન એ
માનવ સમજે દેવ હતો એ
જીવન પરવારે ત્યારે.—(૬)

(તા. ૨૬-૩-૪૮) —નિરૂપમ જાની.

(૧૨૫)

## બાપુકી બિદા !

(મુસદ્દસ)

કહાં ચલે બાપુજી ! હમસે, મુંહ મરોડ ચલે બાપુ !
આજ હમેં ઇસ હાલતમેં, ક્યા હમકો છોડ ચલે બાપુ !

યુગ-યુગકી નિરમલ જ્યોતિ-સા, જીવન ધન્ય તુમ્હારા થા,
જન્મ લિયા સમકાલ હમેં, ફિર જીવન ધન્ય હમારા થા,
એક અલૌકિક આત્મ-તેજ કા, અવનિમેં ઉજિયારા થા,
હમ-સે દીન દુઃખી જન કા, સુખદાયક એક સહારા થા,
બિલખત ભારત માતા કે, તન મન કો તોડ ચલે બાપુ!
આજ હમેં ઇસ હાલત મેં, ક્યા હમ કો છોડ ચલે બાપુ!—૧

જીવન કી દરકાર નહિ, કુછ મૃત્યુ કી પરવાહ નહિ,
સુખ-સંપત કી ચાહ નહિ, કુછ દુઃખ-દરદોં કી આહ નહિ
કામ નહિ સુખ-ધામ નહિ, આરામ-નામ હમ રાહ નહિ,
રામ-નામ કી રાહ નિરંતર, ઔર કિસી કી રાહ નહિ;
કાલિક કી ગોદી કી સન્મુખ; દો કર જોડ ચલે બાપુ!
આજ હમેં ઇસ હાલત મેં, ક્યા હમ કો છોડ ચલે બાપુ!—૨

પતિત-પાવન આપ પધારે, પતિત પાવન કરને કો,
દીન-હીન દુરબલ દલિતોં કે, દુઃખ-દરદોં કો હરને કો,
કર્મ-યોગ કા મર્મ બતાને, ધર્મ-ધ્વજા કો ધરને કો,
જગ-વ્યાપી કોરી પશુતા મેં, માનવતા કો ભરને કો,
આહા ! હમારી આશા કે, તારોં કો તોડ ચલે બાપુ !
આજ હમેં ઇસ હાલત મેં, ક્યા હમકો છોડ ચલે બાપુ !—3

શાહ કહું પતશાહ કહું, કયા શાહન કે સરદાર કહું,
એક અકિંચન રંક કહું, કયા કુબેર કા ભંડાર કહું,
સૌમ્ય સુકોમલ પુષ્પ કહું, યા ભીષણ વજ્રપ્રહાર કહું,
સેવક સંત મહંત કહું નર—નારાયણ અવતાર કહું,
કહો કહું અંધાર-પિછોડા, અબ તો ઓઢ ચલે બાપુ!
આજ હમેં ઇસ હાલત મેં, કયા હમ કો છોડ ચલે બાપુ!—૪
કોટિ-કોટિ આંખો કા તારા, કિસ કાતિલ ને છીન લિયા,
ભારત કા સૌભાગ્ય-સિતારા, પાગલ ને બીન લિયા,
પાંખ પસારી હમને તો ફિર, કિસને પાં: હીન કિયા,
ઉન્નત શીશ હમારા, કિસને, દુનિયા ભરમેં દીન કિયા,
કિસ કારણ મુખ મોડ લિયા, અબ કિસકી ઓર ચલે બા
આજ હમેં ઇસ હાલતમેં, કયા હમકો છોડ ચલે બાપુ
પુણ્યશ્લોક પુણ્યાત્મા મેરે, મનમોહન મહેમાન ચલે,
દો આંખે સમા હિન્દુ-મુસ્લીમ, સબ કો માન સમાન ચલે;
અલ્પ સમય મેં આઝાદી કા, અપૂર્વ દે કર દાન ચલે,
અવનિ-પટ સે અંતરિક્ષ મેં, હો કર અંતર્ધ્યાન ચલે,
ઝૂમ રહે જબ આફત હૈ; બાદલ ઘનઘોર ચલે બાપુ!
આજ હમેં ઇસ હાલત મેં, કયા હમકો છોડ ચલે બાપુ!—૬
રાજ ચલે મહારાજ ચલે, સબ રાજન કે અધિરાજ ચલે,
રણ-શૂરન સિરતાજ ચલે, સબ સ્વતંત્રતા કે સાજ ચલે,
પ્રેમ-ધર્મ કે પાજ ચલે; તુમ સત્ય-અહિંસા કાજ ચલે,
આજ ગરીબ-નિવાજ ચલે, વહ જીવન-મુકત જહાજ ચલે,
માનવ-કુલ કે મુકુટ-મણિ, સુર કે સિર-મોર ચલે બાપુ!
આજ હમેં ઇસ હાલત મેં, કયા હમ કો છોડ ચલે બાપુ!—૭

કહાં ચલે બાપુજી! નવજીવન-નિર્માતા કહાં ચલે?
કહાં ચલે ભારત કે પ્યારે, ભાગ્ય-વિધાતા કહાં ચલે?
કહાં ચલે મોટે મહિપતિઓં કે માંધાતા કહાં ચલે?
કહાં ચલે હે મોહન ગાંધી! મુક્તિ-દાતા કહાં ચલે?
હૃદય-ભગ્ન માતા કો ઘેર, કલેજા કોર ચલે બાપુ!
આજ હમેં ઇસ હાલત મેં, કયા હમકો છોડ ચલે બાપુ?—૮

જીવન-લીલા શાન્ત ભઇ, અબ ચરખા-પૂણી-સૂત કહાં!
આપ અમર મૃત્યુંજય બાપુ! આપ કહાં જમદૂત કહાં!
તુમ-સે પ્રેમી પિતા કહાં હમ પાગલ પૂત કપૂત કહાં!
હમ વિષ-વર્તુલ-કીટ કહાં તુમ અવનિ કે અવધૂત કહાં!
કૌન જગત કે જીવન સે, જીવન કો જોડ ચલે બાપુ!
આજ હમેં ઇસ હાલત મેં કયા હમ કો છોડ ચલે બાપુ!—૯

બિસર ગઇ સબ યુદ્ધ હમારી, હમેં ન બિસરના બાપુ!
આપ ક્ષમા કે સાગર પ્યારે! હમેં ક્ષમા કરના બાપુ!
માત આર્ત કે આર્ત નાદ કો, અંતર મેં ધરના બાપુ!
બિદા! આખરી બિદા! દયામય! દયા-મયા રખના બાપુ!
કહાં ચલે બાપુજી હમ સે, મુંહ મરોડ ચલે બાપુ!
આજ હમેં ઇસ હાલત મેં, કયા હમ કો છોડ ચલે બાપુ!-૧૦

—દુર્ગેશરાય કાશાણી.

(૧)

# વૈષ્ણવજન.

વૈષ્ણવજન તો તેને કહિયે, જે પીડ પરાઈ જાણે રે;
પર દુઃખે ઉપકાર કરે ને જે, મન અભિમાન ન આણે રે.
વૈષ્ણવજન....૧

સકળ લોકમાં સહુને વંદે, નિંદા તે ન કરે કેની રે;
વાચ કાછ મન નિશ્ચયે રાખે તો, ધન્ય ધન્ય જનની તેની રે.
વૈષ્ણવજન....૨

સમદ્રષ્ટિ અને તૃષ્ણા ત્યાગી, પરસ્રી જેને માત રે;
જીહ્વા થકી અસત્ય ન બોલે જે, પરધન નવ ઝાલે હાથ રે.
વૈષ્ણવજન....૩

મોહ માયા વ્યાપે નહિ તેને, દ્રઢ વૈરાગ્ય જેના મનમાં રે;
રામ નામ શું તાળી રે લાગી, સકળ તીર્થ જેની તનમાં રે.
વૈષ્ણવજન....૪

વણ લોભીને કપટ રહિત છે, કામ ક્રોધને નિવાર્યાં રે;
ભણે નરસઈઓ તેનું દર્શન કરતાં, કુલ ઇકોતેર તાર્યાં રે.
વૈષ્ણવજન....૫

# શુદ્ધિ પત્રક.

| પૃષ્ઠ સંખ્યા | કાવ્ય ક્રમ | પંક્તિ ક્રમ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૨ | ૧લુ (ત્રીજી ટુક) | ૧ | रक्त येन गृहं | त्यक्तं येन गृहं |
| ૩ | ,, | ૪ | ध रिण | धारिण |
| ૩ | ચોથી ટુક | ૨ | श्वेता | श्वेतो |
| ૩ | ,, | ૪ | तां | तै |
| ૩ | પાંચમી ટુક | ૧ | नृणां | नृणां |
| ૩ | ,, | ૩ | नाऽप | नाऽपि |
| ૩ | ,, | ૩ | त्कदा वै | त्कदा यस्य पै |
| ૩ | ,, | ૪ | ग्रन्दे | वन्दे |
| ૩ | ,, | ૪ | देव | देवं |
| ૫ | ૨જું | ૨ | ગરગુ | ત્રગુ |
| ૫ | ૩જું | — | त्रिमुर्ति | त्रिमूर्ति |
| ૬ | ,, | ૩ | સુખમંગો | સુખમંત્રો |
| ૬ | ,, | ૫ | ઉચારી | પ્રચારી |
| ૬ | ,, | ૫ | અઘ ફિદધિ | અઘ ઉદધિ |
| ૬ | ,, | ૫ | મંખથી | મુખથકી |
| ૬ | ,, | ૬ | અદની | બદની |
| ૬ | ,, | ૮ | બગ | મંત્ર |
| ૬ | ,, | ૧૩ | ધામો | ધાપો |
| ૬ | ,, | ૧૭ | બન્યો | બનિયો |
| ૬ | ,, | ૧૭ | ડગો | ડગ્યો |

| પૃષ્ઠ સંખ્યા | કાવ્ય ક્રમ | પંક્તિ ક્રમ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૭ | ,, | ૨ | મટીમાં | મટીમા |
| ૭ | ,, | ૪ | ઉચેટા | ઉચેરા |
| ૭ | ,, | ૭ | પર્થ | પથે |
| ૭ | ,, | ૧૩ | તે પ્રભો | પ્રભો ! તે |
| ૧૦ | ૬ઠ્ઠું | ૧૪ | રાગ | રામ |
| ૧૨ | ૭મું | ૩ | | |
| ૧૨ | ,, | ૩ પછી વચ્ચે — | | વસુધા |
| ૧૨ | ,, | ૧૧ | આપની | આથમી |
| ૧૩ | ,, | ૨ | ભૂછશે | લુછશે |
| ૧૬ | ૮મું | ૨ | માનવમોણ | માનવમણિ |
| ૧૬ | ,, | ૪ | વા | ના |
| ૧૭ | ,, | ૬ | વા | ના |
| ૧૭ | ,, | ૮ | — | ઓ એ દષ્ટાએ |
| ૧૭ | ,, | ૯ | ઝખી | ઝખી |
| ૧૭ | ૯મું | ૯ | સળગાયા | સળગ્યા |
| ૧૯ | ,, | ૩ | — | સે. સો રે સલામું |
| ૨૦ | ૧૦મું | — | મૃત્યુંદય | મૃત્યુંજય |
| ૨૧ | ૧૧મું - | ૧૨ | ચન્દ્રની | ચક્રના |
| ૨૪ | ૧૩મું | ૧૦ | અચિન્યો | અચિન્ત્યો |
| ૨૮ | ૧૫મું | ૧ | સુષ્ટિણું | સૃષ્ટિ તણું |
| ૩૦ | ૧૭મું | ૬ | હણાય | હણાય |

| પૃષ્ઠ સંખ્યા | કાવ્ય ક્રમ | પંક્તિ ક્રમ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૩૦ | ,, | ૧૯ | હવે | દ્રવે |
| ૩૨ | ૧૮મુ | ૯ | પ્રભરીને | ભરીને |
| ૩૩ | ૧૯મુ | ૧૦ | વરાવી | વટાવી |
| ૩૪ | ,, | ૮ | છું બધે છું | છું છું બધે છું |
| ૩૪ | ,, | ૧૯ | રેશો? | દેશો? |
| ૩૫ | ૨૦મુ | ૧૦ | ઊગ્રાડી | ઊડાડી |
| ૩૬ | ,, | ૪ | વાંઝી | વીંઝી |
| ૩૮ | ૨૧મુ | ૧૧ | ઢંકાર | ટંકાર |
| ૩૯ | ,, | ૩ | જ્યેતિ | જ્યોતિ |
| ૩૯ | ,, | ૭ | ગાજે | લાજે |
| ૪૩ | ૨૩મુ | ૭ | ગાંધી પડે | સાંધી વડે |
| ૪૩ | ,, | ૯ | અપલ | ચપલ |
| ૪૩ | ,, | ૧૫ | આલખું | માગખું |
| ૪૪ | ,, | ૨ | — | પૃથ્વી...ધરો |
| ૪૪ | ૨૪મુ | ૨ | પ્રેમ પીણાં | પ્રેમે પીવા |
| ૪૫ | ૨૫મુ | ૫ | બદ્દ | બદ્ધ |
| ૫૦ | ,, | ૧૦ | કમ્મા | કમ્પા |
| ૫૧ | ૨૬મુ | ૩ | નાથવું | ના કૃતાર્થ થવું |
| ૫૭ | ૨૨મુ | ૧૧ | કુટારતાં | કુઠારતાં |
| ૬૩ | ૩૭મું | ૯ | કગણ | કમલા |
| ૭૦ | ૪૦મુ | ૧૨ | વિસયું | નિસયું |

| પૃષ્ઠ સંખ્યા | કાવ્ય ક્રમ | પંક્તિ ક્રમ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૭૦ | ,, | ૨૦ | ધડીપે | ધડીએ |
| ૮૦ | ૪૫મુ | ૩ | બંધવ | બંધન |
| ૮૧ | ,, | ૩ | બ્રહ્માડ | બ્રહ્માંડ |
| ૮૯ | ૪૮મુ | ૪ | જુએ મરીચ સરિત | જુએ સરિત |
| ૮૯ | ,, | ૧૨ | નય | તપ |
| ૯૨ | ૫૧ મુ | ૧૦ | સંતે | સત |
| ૯૫ | ૫૩ મું | ૧ | ભારતના | ભારતમાં |
| ૯૬ | ૫૪ મુ | ૭ | — | મહાત્મા ગાંધી |
| ૧૦૪ | ૬૧ મું | ૬ | તણી | વાણી |
| ૧૦૮ | ,, | ૯ | પ્રસ્થાયો | પ્રસ્થાયો |
| ૧૧૩ | ૬૮ મુ | ૫ | જ્યોન્મ | જ્યોન્મત |
| ૧૧૩ | ,, | ૧૦ | શક્તિહિતેએ | શક્તિહિતેએ |
| ૧૨૦ | ૭૨ મુ | ૬ | વિમૂંઠ | વિમૂંઢ |
| ૧૨૦ | ,, | ૧૭ | કુળગૌવની | કુળગૌરવની |
| ૧૨૧ | ,, | ૪ | બાને | લાજે |
| ૧૨૧ | ,, | ૫ | ઝોળાની | ઝોળીને |
| ૧૨૧ | ,, | ૧૮ | ધ્રલામસીને | ધ્રસામસીને |
| ૧૨૧ | ,, | ૧૯ | વેદાન્ના | વેદાન્તના |
| ૧૨૧ | ,, | ૨૩ | ઓદ્યોતણે | ઓદ્યોતણો |
| ૧૨૫ | ૭૫ મુ | ૧૪ | ચલે | ચાલે |
| ૧૨૭ | ,, | નામ | ઉમાશંકર | ઉમાશંકર |

| પૃષ્ઠ સંખ્યા | કાવ્ય ક્રમ | પંક્તિ ક્રમ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૭૦ | ,, | ૨૦ | ધડીપે | ધડીએ |
| ૮૦ | ૪૫મું | ૩ | બંધવ | બંધન |
| ૮૧ | ,, | ૩ | બ્રહાંડ | બ્રહ્માંડ |
| ૮૯ | ૪૮મુ | ૪ | જુએ મરીન સરિત | જુએ સરિત |
| ૮૯ | ,, | ૧૨ | નપ | તપ |
| ૯૨ | ૫૧ મુ | ૧૦ | સંતે | સત |
| ૯૫ | ૫૩ મું | ૧ | ભારતના | ભારતમાં |
| ૯૬ | ૫૪ મુ | ૭ | — | મહાત્મા ગાંધી |
| ૧૦૪ | ૬૧ મું | ૬ | તભી | વાણી |
| ૧૦૮ | ,, | ૯ | પ્રસ્થાપો | પ્રસ્થાપો |
| ૧૧૩ | ૬૮ મુ | ૫ | જ્યોન્મ | જ્યોન્મત |
| ૧૧૩ | ,, | ૧૦ | શક્તિહિતેએ | શક્તિહિતૈએ |
| ૧૨૦ | ૭૨ મુ | ૬ | વિમૂંઠ | વિમૂંઢ |
| ૧૨૦ | ,, | ૧૭ | કુળગૌવની | કુળગૌરવની |
| ૧૨૧ | ,, | ૪ | બાને | લાજે |
| ૧૨૧ | ,, | ૫ | ઝોળાની | ઝોળીને |
| ૧૨૧ | ,, | ૧૮ | ધલામસીને | ધસામસી |
| ૧૨૧ | ,, | ૧૯ | વેદાન્ના | વેદા |
| ૧૨૧ | ,, | ૨૩ | ઓદ્દોતણે | |
| ૧૨૫ | ૭૫ મુ | ૧૪ | ચલે | |
| ૧૨૭ | ,, | નામ | ઉમાશંકર | |

| પૃષ્ઠ સંખ્યા | કાવ્ય ક્રમ | પંક્તિ ક્રમ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૧૩૨ | ૭૯ મું | ૮ | ઉદ સ | ઉદાસ |
| ૧૩૮ | ૮૨ મું | ૮ | સિધર્યા | સિધાવ્યા |
| ૧૪૦ | ૮૪ મું | ૧૩ | તલસતે | તલસતો |
| ૧૪૧ | ,, | ૬ | ભ રત | ભારત |
| ૧૪૩ | ૮૬ મું | ૨ | વાવ | નાવ |
| ૧૪૩ | ,, | ૫ | શાહને | શાહનો |
| ૧૬૧ | ૯૮ મું | ૫ | ફરીથી | ફકીરી |
| ૧૬૧ | ,, | ૧૩ | રાજનગને | રાજનગરને |
| ૧૬૩ | ૧૦૦ મું | ૧૧ | વેર | અવેર |
| ૧૬૩ | ,, | ૧૭ | સજ્જ | સજ્જન |
| ૧૬૫ | ૧૦૧ મું | ૧૦ | પ્રીને | પ્રીતે |
| ૧૬૫ | ,, | ૧૨ | રખે ળી | રખેવાળી |
| ૧૬૯ | ૧૦૩ મું | ૩ | અસ્સ્વથ | અસ્વસ્થ |
| ૧૭૫ | ૧૦૫ મું | ૩ | સાબસો | સાબગ્નો |
| ૨૦૪ | ૧૨૫ મું | ૬ | સ ારા | સહાગ |

